શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાલા [૨૧]

# પ્રગતિની દિશા



[વાસ્તવિક પ્રગતિનું દિગ્દર્શન કરાવતાં
જાહેર વ્યાખ્યાનોનું સારભૂત અવતરણ]



વ્યાખ્યાનકાર

જૈન રત્ન વ્યા૦ વા૦ કવિકુલકિરીટ

પૂ. આચાર્યદેવ શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી મ.



સહાયક

પૂ. પાઠકપ્રવર શ્રી જયન્તવિજયજી
ગણિવરના સદુપદેશથી

શા. ભાઈલાલભાઈ ખુબચંદ
ખંભાત : ગુજરાત



વીર સં. ૨૪૭૪ વિક્રમ સં. ૨૦૦૪ આત્મ સં. ૫૩

પ્રથમ સંસ્કરણ

પ્રકાશક
ચન્દુલાલ જમનાદાસ શાહ
પ્રચારક શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાલા
છાણી ( વડોદરા રાજ્ય )

મુદ્રક—શા ગુલાબચંદ લલ્લુભાઇ
શ્રી મહોદય પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

# પ્રકાશકીય.

પૂ. ગુરૂદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજા પોતાના સુવિશાલ પરિવાર સહ લાલબાગ જૈન ઉપાશ્રય–મુંબઈના ધર્મારાધકોના શુભા ગ્રહથી વિ. સં. ૨૦૦૧ ૨૦૦૨ના ચાતુર્માસમાં, ત્યાં બિરાજમાન હતા ત્યાંના જિજ્ઞાસુ શ્રોતા જનોએ પૂ. આચાર્યદેવના વિશિષ્ટ વિવેચનપૂર્વક પંચમાંગ શ્રી ભગવતીજી સૂત્રનું શ્રવણ કરવાની શુભેચ્છા વ્યક્ત કરતાં, પૂ. આચાર્ય દેવે શ્રીમદ્ ભગવતીજી સૂત્રનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું, તેનો લાભ મ્હોટી સંખ્યામાં જિજ્ઞાસુઓ લેતા હતા.

સાંસારિક પ્રવૃત્તિઓમાં મશગુલ મુંબઈ નગરીમાં રવિવાર એ પ્રાયઃ નિવૃત્તિ દિવસ હોય છે. હમેશાં શ્રી જિનવાણી–શ્રવણનો લાભ ન લઈ શકનાર અનેક મહાનુભાવો તે દિવસે લાભ લે છે. તેઓમાંના ઘણાઓનો એ આગ્રહ હતો કે–દર રવિવારે કોઈ એક ખાસ વિષય ઉપર વ્યાખ્યાનો થાય તો તેઓને ઘણો ઉપકાર થાય. આથી પૂ. આચાર્ય દેવ, રવિવારે સ્વતંત્ર વિષયો ઉપર પ્રવચન આપતા હતા. આવા વ્યાખ્યાનો શરૂ થયા પછી ઘણાઓને એ વિચાર થયો કે, આવો બહુમૂલ્ય અનુભવ ખજાનો ગ્રન્થસ્થ કરવામાં આવે તો ચિરકાલ તેનો લાભ લેવાનો રહે. અમારી પણ એ ઇચ્છા તો હતી જ. એટલે અમે તેના અવતરણો કરાવવાની વ્યવસ્થા કરાવી. અવતરણો કરાવવાનું શરૂ થયા પછીના પણ કેટલાક વ્યાખ્યાનો અવતરણો ન થઈ શકવાને લીધે આમાં સંગ્રહી શકાયા નથી. મુંબઈમાં અપાયેલાં સાત અને વાપીમાં અપાએલું એક, એમ આઠ વ્યાખ્યાનો 'પ્રગતિની દિશા' એ નામે અહિં પ્રકાશિત કરાય છે.

પૂ. આચાર્યદેવનાં વ્યાખ્યાનો પહેલા, પૂ. મુનિ શ્રી વિક્રમવિજયજી

મ ભૂમિકારૂપે થોડુ વિવેચન કરતા હતા તે ભૂમિકાઓ પણ અમે આમા, યથાવસર આપી છે

પૂ આચાર્યદેવના આશય વિરૂદ્ધ જે કોઈ આ સારભૂત અવતરણોમા આવી ગયુ હોય તેની તેઓશ્રી પ્રત્યે ક્ષમા યાચિયે છીએ અને વાચકોને વિનતિ કરીએ છીએ કે, અમારી ક્ષતિઓ બદલ તેઓશ્રીને જવાબદાર ન ગણે



## વ્યાખ્યાન ક્રમ.


| | |
|---|---|
| ૧ વાણી અને વર્તન | ૩ |
| ૨ જીવન અને ધર્મ | ૨૮ |
| ૩ મુક્તિનો માર્ગ | ૫૪ |
| ૪ વાસનાનો વિજય | ૮૧ |
| ૫ પ્રવૃત્તિ અને નિવૃત્તિ | ૧૧૪ |
| ૬ સાચી સ્વતન્ત્રતા | ૧૪૫ |
| ૭ સત્કારી જીવન | ૧૬૭ |
| ૮ ઇષ્ટસિદ્ધિનો રાજમાર્ગ | ૧૮૧ |




# પ્રગતિની દિશા.

[ વાસ્તવિક પ્રગતિની સાચી દિશા બતાવનાર
પ્રેરક જાહેર વ્યાખ્યાનો ]

લાલબાગ જૈન ઉપાશ્રય, ભૂલેશ્વર મુંબઈ
પોષ સુદ ૧૩ રવિવાર વિ સં. ૨૦૦૩

# વાણી અને વર્તન.

## મુનિરાજશ્રી વિક્રમવિજયજીની ભૂમિકા

### વિલક્ષણતા વાણી સ્વાતંત્ર્યને આભારી છે

આજે પૂજ્યપાદ ગુરુદેવનું વાણી અને વર્તન વિષે જાહેર વ્યાખ્યાન છે તત્સંબંધી સામાન્ય ભૂમિકા કરું છું દુનિયામાં પાણીની જરૂરિયાત જીવન માટે અધિક મનાય છે, કિન્તુ તેથીય અધિક આવશ્યકતા વાણીની છે, પાણી દ્રવ્ય જીવન ટકાવનાર છે, જ્યારે વાણી અધ્યાત્મજીવન સંરક્ષનાર છે અધ્યાત્મજીવન જ સર્વશ્રેષ્ઠ જીવન છે અધ્યાત્મ જીવન જીવનારને અધ્યાત્મી કહેવામાં આવે છે યાદ રાખજો, પોતાની જાતને અધ્યાત્મી તરીકે ઓળખાવનારા, અધ્યાત્મનું ડિંડિમ વગાડનારા પણ અધ્યાત્મજીવન પ્રગટ કરનાર અનુષ્ઠાનોથી–ક્રિયાઓથી દૂર રહેનારા તથા રખાવનારા અધ્યાત્મીઓની કે તેવા અધ્યાત્મની આ વાત નથી. તેવાઓ માટે અર્થ ભિન્ન કરવો પડશે આમ તો અધિ૦+આત્મા શબ્દ છે, જેનો અર્થ આત્માનો અધિકાર આત્માની અંદર એવો થાય. આવો અર્થ તેવાઓ માટે જોડાય કે જેઓ અધ્યાત્મજીવન પ્રગટ કરનાર ક્રિયાઓ આચરતા હોય પણ તેમ ન કરતા–હોય, ક્રિયાને ઉડાવતા હોય

છતાય અધ્યાત્મ, અધ્યાત્મનો પોકાર કર્યે જતા હોય, ત્યાં આ પ્રમાણે અર્થ કરીએ કે અ+ધી+આત્મા ॥ પ્રથમના અર્થમા બે શબ્દ હતા, અધિ+આત્મ જ્યારે અહિ અ+ધી+આત્મા, પ્રથમના પૃથક્કરણમા ધિ (હ્રસ્વ) જ્યારે અહિ (દીર્ઘ) ધી સમજવો અ અવ્યય છે જેનો અર્થ નહિ' એવો છે 'ધી' નો અર્થ બુદ્ધિ એ અધ્યાત્મ કેવુ ? સમજી લ્યો જ્યા નથી બુદ્ધિ તેવુ અને જેવુ એ અધ્યાત્મ, તેવા એ અધ્યાત્મને ધારણ કરનારા અધ્યાત્મીઓ સમજવા અહિ એવા અધ્યાત્મની વાત નથી પણ વાસ્તવિક અધ્યાત્મ જીવનની વાત છે આત્માને ક્રિયામા રમમાણ કરવો તે છે અધ્યાત્મ પોતાની જાતને ક્રિયામા રમમાણ કરે, તેમા ઓતપ્રોત થાય તે છે સાચો અધ્યાત્મી ક્રિયા કહો કે વર્તન કહો, એકજ છે વર્તન યાને ક્રિયા, ક્રિયા પ્રેરક છે વાણી વાણી વતનની પ્રેરક છે, પોષક છે પવિત્ર વર્તન પ્રાપ્ત કરાવનામા વાણીજ સમર્થ છે, પણ વાણી કોની જોઇએ ? અધિકારીની તેનીજ વાણી વર્તનને પ્રેરી શકે છે આજની પરિસ્થિતિ વિચિત્ર છે, બોલાય છે ઘણુ, તણાય છે ઘણુ પણ વણાય છે કેટલુ ? પરિણામ વિલક્ષણ શાથી ? કારણકે, અધિકાર મનાતો નથી, બધાયે ફાવે તેમ બોલવુ એમ મનાય છે બસ ! વાણીસ્વાતન્ત્ર્ય જોઇએ, એવો મેનિઓ ચાલ્યો છે જૈનદર્શનમા વાણી સ્વતન્ત્ર નથી, પરતન્ત્ર છે વાણીસ્વાતન્ત્ર્યના સ્વામિ કેવલ શ્રી કેવલજ્ઞાની વીતરાગ તીર્થંકર દેવ છે બીજાઓએ–આચાર્યાદિઓએ સ્વતન્ત્ર નથી કહેવાનુ પણ પરમાત્માએ પ્રકાશેલુ જ કહેવાનુ છે એટલે અહિ વાણી સ્વાતન્ત્ર્યનુ વિધાન નથી. વાણી વિલાસ-મા માનનારાઓ બધાયે બોલવુ એમ માનનારા છે અને તેથી તેઓ દરેક પોતપોતાને ફાવતુ બોલે એ સ્પષ્ટ છે કુણ્ડે કુણ્ડે નવ પય તુણ્ડે તુણ્ડે નવા વાણી ! આજના 'વાણીસ્વાતન્ત્ર્ય' નો અર્થ 'દરેકે ફાવતુ બોલવુ' એ છે, ત્યા વિલક્ષણતા હોય એમા નવાઇ શી !

**વિચારો ! વાણીનો કેવો પ્રભાવ ?**

વાણીનો અર્થ નય, અપેક્ષા એવો પણ છે નયપૂર્વકની વાણી

અધાની કયાથી હોઇ શકે ? વાણી મહોર છાપવાળી જોઇએ 'સર્વજ્ઞ-કથિત' એવી મહોર છાપવાળી વાણી વર્તન પ્રેરે, વર્તનને તાણી લાવે અને તેવી વાણી અનુસાર વર્તનાર મુક્તિગણીને વરે વાણી અધ્યાત્મ જીવનને આપનારી છે એ અધ્યાત્મજીવન એટલે આત્માનો સાચો વિકાશ તેની સાચી પ્રગતિ અધ્યાત્મજીવનને પ્રગટાવનાર મુખ્ય સાધન વાણી છે વાણીથી સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન પરત્વે પ્રીતિ જાગે દુનિયામાં કહેતી છે કે 'આહાર તેવો ઓડકાર' તેમ અહિ પણ જેવી શ્રદ્ધા હોય, જેવી વાસના હોય તેવી વાણી નીકળે એમ સમજી લેવુ વાણી પણ હોય કયારે ? જ્ઞાન હોય ત્યારે, જ્ઞાન વિના ન રોમ વિચાર તથા વાણી હોય જ્ઞાનથી. તાત્પર્ય કે વાણી જ અધ્યાત્મજીવનને આપે છે, ટકાવે છે માટે વાણી અહરનિશ શ્રવણ કરવી જોઇએ વાણી સાભળે તે જ વર્તન આચરી શકે અને તેમા ટકી શકે ભનભનાઓ પણ વાણી સાંભળવાના સયોગના અભાવે કે તેવી બેદરકારીના કારણે એવી પતિત દશામા જઈ પહોચે છે કે ન પૂછો વાત ! તીર્થંકરની દેશના સાભળનારા, સાધુ વાણી શ્રવણની તમન્ના ધરાવનારાઓ પણ વાણી શ્રવણના, અભાવે કયા સુધી પતન પામે છે એના દૃષ્ટાન્તોમાંનુ એક દૃષ્ટાન્ત નદન મણિયારનુ છે કેવો શ્રાવક ? રોજ પોસહ પ્રતિક્રમણ કરનાર ઉચ્ચ શ્રદ્ધા ધરાવનાર નદન મણીયાર પણ વાણી શ્રવણના અભાવે મરીને દેડકાપણે ઉત્પન્ન થાય છે વિચારો, વાણીનો કેવો પ્રભાવ ! વાણી શ્રવણ બધુ રહ્યુ હોત તો એમ બનત નહિ વાણી શ્રવણનો અભાવ થાય એટલે વર્તનમા સ્ખલના થાય અને વર્તનના હેતુ માટે વાણી છે એટલે 'વાણી અને વર્તન ' એવો વિષય રખાયેલ છે અહિ તમારુ જ દૃષ્ટાન્ત લ્યો વાણી ન હોત, વ્યાખ્યાનપ્રથા ન હોત તો તમે જે કાંઇ પૂજા, સેવા, સામાયિક, પૌષધાદિ કરી રહ્યા છો, જે કાઇ ધર્મ ભાવના ટકાવી રહ્યા છો તો તે હોત ? આ છે વાણીનો પ્રભાવ ? વાણી સહેલી, પ્રવૃત્તિ અતિકઠીન એ ખરુ પણ વાણીની કિંમત નથી એમ બોલનાર મૂર્ખ છે વાણી છે વર્તન માટે એટલે

આ વિષય પૂજ્યપાદ ગુરુદેવ સ્પષ્ટતયા કહેવાના છે પણ હુ આ ભૂમિકાથી તમને એટલુ જ કહુ છુ કે પહેલા વાણીસ્વાતન્ત્ર્યના મેનિયાના વાતાવરણથી બચો. શ્રી જિનેશ્વરદેવની વાણીશ્રવણ કાયમ રાખો અને જે હેતુ માટે વાણી છે તે હેતુમાં કેટલે પહોચ્યા અર્થાત્ વર્તનને ક્યાસુધી આચરી શક્યા તે કાયમ તપાસો સાભળો છો તો રોજ, શ્રદ્ધા પણ છે પણ ખામી શેની છે? વર્તનની, તે દૂર કરો, વર્તનમા આગળ વધો વર્તન એવુ જોઇએ કે જોનારને છાપ પડે જોઇએ છે મોક્ષ તે માટે મોક્ષ આપનારી વાણી શ્રવણ પ્રથમ જોઇએ, પછી તેવુ વર્તન જોઇએ બોલવુ સહેલુ છે પણ અમલમા મૂકવુ અતિ કઠીન છે હુ મારી જ વાત કરુ, ચારિત્રપાલન માટે બોલુ સારામા સારુ બોલી શકાય ગ્રથો વાચ્યા હોય, જોયા હોય, વિચાર્યા હોય, અવગાહ્યા હોય અને આના પૂજ્ય મહાત્માઓના ત્યાગી તથા જ્ઞાની વક્તાઓના વ્યાખ્યાનો, ભાષણો, પ્રવચનો સાભળ્યા હોય અને ગુરુકૃપાએ ક્ષયોપશમ હાય તો બોલી તો શકાય, એ મુશ્કેલ નથી પણ તેવુ પાલન અતિ મુશ્કેલ છે ત્યારે કોઇ તર્ક કરે કે તો પછી વર્તન હોય તો બસ, વાણીની શી જરૂર? એમ કહેનાર મૂર્ખ છે વાણીના પ્રવાહ વિના વર્તનવ્યવહાર હોય જ ક્યાથી? હા! વર્તનને નહિ ઇચ્છનાર, નહિ માનનારની વાણીની કિમત નથી એ કબૂલ, પણ વર્તનને ઇચ્છે, વર્તનને માને વર્તનવાળાની અનુમોદના, પ્રશસા કરે તેની વાણી પણ મૂલ્યવાન છે એવુ વર્તન યદિ ઓછાશવાળુ પણ હોય છતાય ઓછાશને તે રૂપે સમજે, આગળ વધેલાની પ્રશસા કરે તેવાની વાણીની કિમત નથી એમ કહેતા પહેલા કલેજા પર હાથ મૂકી પૂછી જુએ કે એવુ કયા ભાવથી બોલાય છે?

**વાણી વધે કે વર્તન ?**

વાણી પૂરી શ્રી તીર્થંકર દેવની છે અને વર્તન પૂર્ણ પણ એ દેવાધિદેવનુ છે તે સિવાયના આચાર્ય, ઉપાધ્યાય સાધુ તમામની વાણીય અધૂરી છે, વર્તનેય અધૂરુ છે, અને એમ હોય એ સ્વાભાવિક સ્પષ્ટ છે

વર્તનના વિરોધ વિનાની વાણીની કિંમત મહાન્ છે અને એ જ વાણીની અહિ વાત છે મુદ્દો એ છે કે, આવશ્યકતા, વાણી તથા વર્તન ઉભયની છે ज्ञानक्रियाभ्याम् मोक्षः એ તત્ત્વ છે ન કેવળ જ્ઞાનથી મોક્ષ છે, ન મોક્ષ કેવલ ક્રિયાથી છે, તે જ રીતિએ અહિ પણ સમજવુ કે, વાણી તેમજ વર્તન ઉભય જરૂરી છે વાણી તે જ્ઞાન વર્તન તે ક્રિયા એ સમજી શકાય તેમ છે એક દૃષ્ટિએ જ્ઞાન ન હોય, પણ જ્ઞાનીના કથન મુજબ ક્રિયા કરે તો તેની સિદ્ધિ સધાય છે દરેક મનુષ્ય કોઈ માર્ગના જાણકાર હોય નહિ, એટલે પ્રવાસી જો પોતે ભોમિઓ લઈ લે અને તેના કહ્યા મુજબ પ્રવાસ કરે તો તે ઈષ્ટ સ્થાને સુખેથી પહોચી શકે છે તેમ અહિ પણ સમજવુ કે, બધાય કાઇ જ્ઞાનવાળા ન હોય, પણ જ્ઞાનીની સાથે રહી વર્તન કરે તો ઈષ્ટ સાધી શકાય કો જાણકાર ઇષ્ટ સ્થાને પહોચી શકે, કો જાણકારના કહ્યા મુજબ ચાલે તે તો પહોચી શકે એ મુજબ, એક દૃષ્ટિએ જ્ઞાન ન હોય તોપણ જ્ઞાનીના કથનાનુસાર વર્તનાર સાધ્ય સાધી શકે છે વળી કોઈ કહે કે, વાણીની શી જરૂર? એવા કથનમાં પ્રમાદ છે, ભૂલ છે, કેમકે વતનમા એકનો ઉદ્ધાર છે, વાણીથી અનેકોનો ઉદ્ધાર છે વાણી વધે કે વર્તન વધે? એવો ફેંસલો આપવાનો નથી એ પચાતમા પડશો નહિ

## વાણી તથા વર્તનનો વિષય શા માટે?

અધુરાશ શેની છે? તમે ભાગ્યવાન છો, વાણીશ્રવણ ચાલુ છે પણ વાધા વતનમા છે વર્તન પરત્વે પ્રેમ નથી એમ નહિ પણ અમલમા ખામી છે વર્તન કેવુ છે? જડવાસનાને પુષ્ટ કરે તેવુ, શ્રવણ છે તેવી વાસનાને દૂર કરવાનુ છતાં વતન છે વિરુદ્ધ દિશાનુ તે વર્તન સુધારવા જેવુ છે એ લક્ષ રાખો, એટલા માટે તો વિષય 'વાણી અને વર્તન' તો છે

હવે વાણી કઈ તારક, કોની તારક અને વર્તનમા પરિવર્તન કેમ થાય, કેવુ થાય વિગેરે પૂજ્યપાદ શ્રી ગુરુદેવ બરોબર સમજાવશે.

## આજનો વિષય જેટલો ગભીર, તેટલો જ રૂઢ છે.

સજ્જનો! આજનો વિષય છે વાણી અને વર્તનનો આ વિષય ઘણો ગભીર છે અને જેટલો ગભીર છે તેટલો જ જનતામા રુઢ છે 'વાણી તેવુ વર્તન દેખાતુ નથી' એમ ઘરેઘર બોલાઇ રહ્યું છે આજની દુનિયામા આ વિષય ઘરગથ્થુ વઇ પડ્યો છે આથી બીજા વિષયોની જેમ આ વિષયમા વ્યુત્પત્તિ કરી આર્થિક સ્ફોટ કરવાની (અર્થ સમજાવવાની) આવશ્યકતા નથી જેનો અર્થ સહેજે સૌ જાણે તેને સમજાવવાની જરૂર શી? 'માણસ', 'ફાનસ', આનો અર્થ કરવાની જરૂર નથી, કેમકે માણસ કેવુ હોય? ફાનસ કેવુ હોય? તે દરેક જાણે છે લાક્ષણિક અર્થ ભિન્ન કરવો હોય તો ત્યા સ્ફોટ કરવો પડે આજના વિષયને અગે ભૂમિકાકાર, મારી પ્રથમના વક્તા મુનિ શ્રી વિક્રમવિજયજીએ ઘણુ સ્પષ્ટ કહ્યુ છે, કહો કે ભૂમિકા કરતા બીજ ઓયા છે, હવે મારે તો ઉગાવીને ફળ આપવાના જ બાકી રહે છે

## ધર્મ લેવાય તો દેહરોગ થાય જ નહિ

વાણી અને વર્તન એકરૂપ હોય, તો માનો સોનુ સુગધ સાથે મળ્યા! વાણી પણ જરૂરી છે અને તદ્વત્ વર્તન પણ જરૂરી છે પણ આજે તો ઠેકાણે ઠેકાણે, જ્યા જુઓ ત્યા માત્ર વાણી વિલાસ કરનારા હજારો દેખાય છે માત્ર વાણીવિલાસના પરિણામમા અને વાણી પ્રમાણેના વર્તનના પરિણામમા મહાન્ અતર છે આજે દુનિયા તરફ નજર કરો, જેમ જેમ ડૉકટરો વધ્યા, તેમ તેમ દર્દીઓ વધ્યા, વ્યાધિઓ વધી તેવી જ રીતે જેમ જેમ વક્તાઓ વધ્યા તેમ તેમ અન્યાયી ને અન્યાયો વધ્યા છે શાથી? એક જ જવાબ છે, વાણીવિલાસ માત્ર હોવાથી ડૉકટરોને ત્યા દર્દીની એટલી ભીડ હોય છે કે સામાન્ય દવા

લેવી હોય તો ય કલાક દોઢ કલાક નીકળી જાય, ત્યારે દવા મળે, આટલુ છતાય ત્યા ભીડ ચાલુ રહે છે જ્યા જ્યા વાણી પ્રેરણા આપી વર્તન સુધારે છે અને જ્યા કર્મરોગ ટાળવા ધન્વન્તરી શ્રી સર્વજ્ઞપરમાત્માએ આપેલી, આગમગ્રન્થોમા વર્ણવાયેલી અમોઘ દવા વિના દામે અપાય ત્યા તેવી ભીડ જણાતી નથી પેલા રોગની દવા માટે કેવી પડાપડી? કેવી ધમાલ! પણ ભાવરોગ (કર્મરોગ) ટાળનારી ધર્મરૂપ દવા લેવામા આવે તો પેલો રોગ થાય જ નહિ નામી વૈદ્યો પણ 'અસાધ્ય' કહી હાથ ખ ખેરે છે

દુનિયાના દર્દી ી દશા કઈ છે તે વિચારો ત્યા જુદા જુદા જોવામા આવે તેના અભિપ્રાયો જુદા જુદા હોય છે અરે! ડોકટરે ડોકટરના અભિપ્રાયમા (નિદાન, ચિકિત્સા આદિને લગતા અભિપ્રાયમા) ફરક હોય છે અહીં ભાવવ્યાધિ ટાળવાની દવા એક જ જાતની, ત્યા અભિપ્રાયના ફરકની મૂ ઝવણ નથી મનુષ્ય માદો પડે, એને કાઈ થાય એટલે, વૈદ્યને બોલાવે છે?

> वैद्या वदन्ति कफपित्तमरुद्विकारं,
> नैमित्तिका ग्रहकृतं प्रवदन्ति दोषाः ।
> भूतोपसर्गमिति मन्त्रविदो वदन्ति,
> कर्मेति शुद्धमतयो यतयो वदन्ति ॥

દરદીને જોવા ફી લઇને ડોકટર કે વૈદ્ય આવે તે કહે કે, અહો! આને તો કફની કદર્થના છે, પિત્તપ્રકોપ જોરશોરથી ઉછળ્યો છે અગર તો વાયુ કોપ્યાનુ કહેશે અને પછી ધીમેથી કહેશે કે, આ વ્યાધિ દૂર કરવાને તો હીરા મોતીની કિમતી ભસ્મ જોઈશે, તેની કિમત એક તોલાના રૂા ૫૨૫-૩-૨ પાઇ છે બે પાઇ સુધીનુ મૂલ્ય શાથી રાખવામા આવે છે એ

વિચારી દયો! દરદી વૈદ્ય કહે તેટલા દામ આપીને પણ તે દવા લે પણ કોઈ કંગાલ ગરીબને દયાથી એક રૂપિઓ આપવો હોય તો અપાય? છાતીએથી છૂટે? સાચુ કહો છાતીએ હાથ દઈને. ધર્મની દવા બનતી નથી એટલે જ દેહના દર્દો વધે છે દર્દો દૂર કરવાની સાચી દવા તો દયા, દાન, શીલ, તપ, ભાવના એ ઉચ્ચ કોટિની ક્રિયાઓ છે સાચી માત્રાઓ તો આ છે પણ ખેદની વાત છે કે એ દવા ગમતી નથી, લેવાતી નથી પ્રથમથી જ માનીને આ દવા લેવામા આવે તો દર્દ થાય નહિ, પેલી દવાની જરૂર પડે નહિ અહીં દવા વિના દામે મલે છે અને વ્યાધિ (દવા લેવાય તો) નક્કી ટળે છે

સભામાથી દેહદર્દમા ય ક્વીનાઇનથી તાવ જાય છે ને!

એ વળી કોણે કહ્યું? ડોકટરને ય થાકીને મુદતીઓ તાવ કહેવો પડ્યો છે ક્વીનાઇન ક્વીનાઇનના ડોઝ કલાકે કલાકે ઠોકે જ જાય છતા ય તાવ ન જાય, કાન બહેરા થાય અને મરી પણ જાય, એમ નથી થતુ? નામીમા નામી ડોકટરોની ટ્રીટ મેન્ટ હોય છતાય તાવ નથી ઉતરતો એ દેખીએ છીએ, એ ય હાથ ખખેરે છે, 'અસાધ્ય' કહીને ઊભા રહે છે ને! રોગ થાય શાથી? કર્મથી એ કર્મની સ્થિતિનો પરિપાક થયા વિના રોગને દૂર કરવાના ઉપાયનો કશોય અર્થ નથી

વ્યવહાર ખગે પણ નિશ્ચયપૂર્વકનો.

પ્રથમ વિચારો કે, તાવ આવ્યો શાથી? બીજા બધાય તન્દુરસ્ત હોય અને અમુકને તાવ આવ્યો તે શાથી? પૂર્વના કર્મોથી આ છે સાચુ નિદાન પ્રથમના અધર્મના પરિણામે, અશુભ કર્મોદયે તાવ આવે છે અધર્મની દવા (અધર્મરૂપ વ્યાધિની દવા) ધર્મ છે ધર્મ દવાથી કર્મ વ્યાધિ હણાય પછી પેલા વ્યાધિ રહે જ કયાથી? દવાથી ફરક ન જ પડે એમ કહેવાનો આશય

નથી દવાથી ફરક પડે, દરદ મટે એમા ના નથી દવા લેવી એ વ્યવહાર છે સ્થવિર મુનિઓને પણ દવા લેવાની શાસ્ત્રીય આજ્ઞા છે વ્યવહાર સાચો, કબૂલ, પણ કયો? નિશ્ચયપૂર્વકનો. નિશ્ચય મૂકીને વ્યવહારનુ પાલન ન હોય, નિશ્ચય મૂકીને વ્યવહારનુ પાલન એમ કહેનારો લૂટાઇ જાય. મનુષ્ય માર્ગમા ચાલ્યો જાય છે, રસ્તામા લૂટાવાનો ભય છે, ખીસામા લોઢાની ડબ્બી છે, એમા નાનુ શુ? ક્રોડોની કિંમતનુ રત્ન છે બુકાનીવાળા મળે ત્યારે શુ કરે? પેલા ઝીણા રત્નને મોમા પણ છૂપાવી દે અને લોઢાની ડબ્બીને જતી કરે લોઢાની ડબ્બી બચાવવા જાય તો રત્ન રહે ખરૂ? વ્યવહાર છે લોઢાની ડબ્બીના સ્થાને, નિશ્ચય છે રત્નના સ્થાને

સાધારણનુ વાપરે એ અસાધારણ કયાથી થાય?

ધર્મ એ જ સાચી દવા છે દયા, દાન, શીલ આદિ જેઓએ આરાધેલ છે તેઓને તાવ આવતો જ નથી ક્ષય, ભગદર જેવા વ્યાધિઓ થતા જ નથી જડ છે કર્મની કર્મની જડ માન્યા વિના છૂટકો જ નથી એક મનુષ્ય દવાઓ ખાય, સારા સારા ભોજનો લે, શરીરની અનેક પ્રકારે માવજત રાખે છતાય તે રોજનો રોગી રહે છે, અને એક મનુષ્ય બોરકૂટો, આચરકુચર બધુય ઝાપટે છતાય, 'હહ' એટલો ખુખારોય ન થાય ત્યા પૂર્વના પુણ્યને માન્યા વિના ચાલે? દયા, દાનમા પૈસા ખરચાતા નથી, જ્યારે ડોકટરોમા, દવામા ચાલુ ખરચ કોને નથી? હરેક ઘરમા પાચ, પચીશ, પચાશ, સો રૂપીયા ડોકટરના બીલના થતા જ હશે હાથમા બાટલી લઇને ડોકટરને ત્યા જવુ એ તો રોજનુ આવશ્યક થઇ પડયુ ત્યા પૈસા આપવામા ભાજગડ નહિ અને જિનાલયમા પૂજા કરે સાધારણના કેસરથી અહિં બધુય સાધારણનુ વાપરે, અહિં પોતાના પદરની પેટી ન રાખે, એ શાથી? ધન જેવો ધર્મનો રાગ નથી અહિં જે

સાધારણનુ વાપરે, તે મરીને ય જ્યા જાય ત્યા સાધારણ થાય એને ઘર, પૈસો, બાયડી બધુ ય સાધારણ મળે જે પોતાની પેટી ન રાખે તેનાથી સુખની દશા પણ છેટી સમજી લેવી

वैद्यराज ! नमस्तुभ्य यमराजसहोदर !

વદ્યની માત્રાના રૂા પર૫-૩-૨ પાઇ તરત આપી દેવાય, દવા લેવાય જરા મટે, વળી વ્યાધિ ઉબળે, ફરી વૈદ્યરાજ પધારે, ફરી લુટે એમ લૂટાઇ લૂટાઇ, શરીરે કૂટાઇ કૂટાઇ છેવટે મરવા લાગે, ત્યારે એના અ તરમાથી શુ નીકળે ?

वैद्यराज ! नमस्तुभ्य, यमराजसहोदर !
यमस्तु हरति प्राणान् , वैद्यः प्राणान् धनानि च ॥

યમરાજાના સ્હોદર એવા હે વૈદ્યરાજ ! તને નમસ્કાર હો ! યમ તો એકલા પ્રાણુ હરે છે ત્યારે તુ તો પ્રાણુ તથા ધન બન્ને ય હરે છે વૈદ્યરાજ બન્ને હરે છે, માટે એ યમરાજનો મોટો ભાઇ સમજવો, યમરાજને નાનો ભાઇ સમજવો કેમકે તે તો એકલા પ્રાણુ જ હરે છે કહેવાનો મુદ્દો એ છે કે, કર્મરોગ ટાળવા ધન્વ તરી વૈદ્યની ધર્મમાત્રા સેવન કરવામા આવે તો આમાનુ કાઈ ઉદયમા આવે જ નહિ

સાચુ નિદાન તત્ત્વજ્ઞાનીઓનુ જ છે.

આ તો થઈ વૈદ્ય ડાકટરોની વાત નૈમિત્તિક આવે તો એ શુ ક્હેશે ? શનિ નડે છે, રવિનો દોષ છે, જાપ કરાવો, અમુક પૈસા ખર્ચો તો રોગ જશે ભુવો આવશે તો વધાવો, વચન, એકી બેકી વિગેરે વડે તેવો આડ બર કરી કહેશે, આને મેલડી વળગી છે, ભૂત વળગ્યુ છે તાત્પર્ય કે આલોકના વ્યવહારુ ઉપચારકોના અભિપ્રાયો ભિન્ન ભિન્ન પ્રકારના છે

'કર્મ નડે છે એવુ તો માત્ર તત્ત્વવેત્તામુનિઓ જ કહે છે કર્મ ન હોય તો આમાનો કોઇ ઉત્પાત જ ન હોય ન હોય દર્દ, ન પડે જરૂર વૈદ્યની, ભુવાની કે જોશીની દયા, દાન, શીલ આદિ એટલા જ માટે છે દર્દની જડ ઉખેડનાર ઔષધ તો આ છે દવા, વૈદ્ય આ બધુ કયા ? આ તમામ ધમાલ, જ્યા પૂર્વકર્મની કમાલ છે ત્યા છે

મ દીપેણજીમા વારાગનાને ત્યા ય વર્તન નથી એમ કોણ કહેશે ?

આજે વાણીના પ્રવાહમા એટલે વાણીવિલાસમા કયા કમીના છે ? કમીના છે વર્તનની રોજેરોજ નવુ નવુ સાભળવામા આવે છે નવા નવા વક્તાઓ ખૂબ બોલે છે છતા ય દુનિયાની રીતિનીતિ કેવી છે ? પ્રથમના પુરુષોની નીતિરીતિ કયા ! અને આજની નીતિરીતિ કયા ? છે કાઈ મેળ ? કારણ, માત્ર વાણી છે વર્તન નથી જ્યા વાણી તેવુ વર્તન હોય ત્યાની અસર અજબ ગજબની હોય છે એક એક દેશનામા માત્ર અમુક કલાકની દેશનામા પાચસે પાચસેની સખ્યામા સયમ સ્વીકારતા હતા. શાથી ? કહો, ત્યા વાણી વર્તન એકરૂપ હતા માત્ર વાણીથી અર્થ ન સરે

સભામાથી પ્રશ્ન—નદિષેણ રોજ દશને પ્રતિબોધતા હતા ત્યા વર્તન કયા હતુ ? માત્ર વાણી જ હતી. બાજુમા તો વારાગના ઊભી હોય, વારાગનાના મહેલમા, વિલાસો ભોગવતા રહીને તેઓ રોજ દશને પ્રતિબોધતા હતા, તો વર્તન સિવાય વાણી ફળતી હતી ને !

ત્યા વર્તન નહોતુ એમ કોણ કહેશે ? વર્તન બાહ્ય તથા આતર, ઉભય પ્રકારે જોવાનુ હોય. સયમ લેતા જ દેવતાએ ભોગાવળી કર્મયોગે આવુ બનવાની ચેતવણી આપી હતી છતાય સયમ સ્વીકારાય એથી વિશિષ્ટ વર્તન બીજુ કયુ ? ભોગાવળી-કર્મોદયે પડ્યા, વારાગનાને ત્યા રહ્યા છતા ય રોજ દશને પ્રતિ-

બોધવા, એ વર્તન નથી? સંયમનો કેવો અવિહડ રાગ! મન સંયમમાં, દેહ વારાંગનાને ત્યાં વારાંગના બાજુમાં ઊભી હોય એ વાત ખરી પણ એમની પ્રતિજ્ઞા કઇ? રોજ દશને પ્રતિબોધ્યા પછી જ સંયમ લેવા પરમાત્મા પાસે મોકલ્યા પછી જ બસ થાઉં (વિરમું), પછી ભોજન લઉં આ તો પ્રતિજ્ઞા દશ ન પ્રતિબોધાય ત્યાં સુધી રસવતી ઠંડી થતી હોય, વારાંગના વિનવતી હોય તોય 'ખમ ખમ!' કહી દે આ સ્થિતિમાં વર્તન નથી દેખાતું? અહિં વર્તનની તો પરાકાષ્ઠા છે

અભ્યાસમાંથી ઇતરમાં પણ જનકવિદેહી મળ્યમાં એવી સ્થિતિ હોવાનું કહેવાય છે કે, એક હાથ સ્તન પર, એક હાથ અગ્નિમાં એટલે એ શક્ય તો છે?

હા! જનક એવા ઉચ્ચ કોટિના વૈરાગી હતા એમ વેદાન્તીઓ માને છે

બાહ્યાંતર ચૌભંગી

મુદ્દો એ છે કે, બાહ્યથી તેમજ અંતરથી પણ વર્તન હોય. શ્રેય પ્રકારે જોવું જોઇએ બાહ્યથી તેમજ અંતરથી વર્તનને અંગે ચૌભંગી સમજવી જોઇએ (૧) પ્રથમ ભાગે, અંતરથી પણ વર્તન છે તેમજ બહારથી પણ વર્તન છે દેવાધિદેવ તીર્થંકર ભગવાન, કેવલજ્ઞાનીઓ પૂર્ણ છે, કૃતકૃત્ય થયા છે એમની પછી શ્રી ગણધર ભગવંત, પૂર્વધરો, આચાર્યો, ઉપાધ્યાયો તથા મુનિવરો આ તમામ, પ્રથમના ભાગામાં સમાય છે આ ભાગો પ્રથમ, મહાન અને પૂજ્ય છે (૨) બીજા ભાગે, અંતરથી વર્તન છે પણ બહારથી નથી તે ભાગામાં શ્રી નદિષેણજીનું દૃષ્ટાન્ત લાગુ થાય છે (૩) ત્રીજા ભાગે બહારથી વર્તન છે પણ અંદરથી નથી અભવ્યાદિના દૃષ્ટાંતો ત્યાં ઘટે છે (૪) ચોથા ભાગે, બહારથીયે વર્તન નથી, અંદરથીયે વર્તન નથી; ધર્મશૂન્ય આખીય દુનિયા આ ભાગે છે

'આજે તમે !' 'ભલે ત્યારે આજે અમે !' એમ ક્યારે બને ?

નંદિષેણજીનું સ્થાન બીજા ભાગામાં છે એમનું દશ્યમાન વર્તન ભિન્ન છે પોતે વારાંગનાને ત્યાં ફસ્યા, વસ્યા એ ખરૂં પણ ચારિત્રનો રાગ રોમરોમમાં કેવો અનુપમ કે, પ્રતિજ્ઞા લીધી કેવી ? દશને પ્રતિબોધ ન કરૂં, ત્યાં સુધી ક્ષુધાનો સંક્ષોભ સર્દુ, જમું નહિ, ભોગોને પણ પરિહરું અહિં વર્તન ન દેખાય એ દૃષ્ટિને કુંઠિત માનવી પડે એક દિવસ નવ તો પ્રતિબોધ્યા પણ દશમો માથાનો મળ્યો, સંભળાવી દીધું, 'બીજાને તો કહો છો, વાતો સુફીયાણી કરો છો પણ તમે પોતે તો રાંડને ત્યાં પડી રહ્યા છો એનું શું ?' નંદીષેણજી ત્યાં પણ યુક્તિથી સમજાવવા લાગ્યા, પોતાનો ભોગાવળીનો ઉદય આગળ ધરવા લાગ્યા, દેવે આપેલી ચેતવણી છતાંય પોતે લીધેલું સંયમ પછી જે કાંઈ બન્યું તે કહી પેલાને વૈરાગ્ય ઉત્પન્ન કરવા પ્રયાસ કરવા લાગ્યા પણ પેલો એકનો બે ન થયો તે દિવસે વારાંગના પણ થાકી. જ્યારે આવે ત્યારે નંદીષેણજી કહે, દશમો બોધ પામ્યા વિના શી રીતે આવું ? પેલી કહે, રસોઈ ઠંડી થાય છે નંદીષેણ કહે, દશમો બોધ પામે, સંયમ લેવા જાય તો જ ઉઠાય નિયમ તે નિયમ, આ વર્તન નથી ? વારાંગના બોલી, 'આજે દશમા તમે થાઓ.' 'ખેલ ખલાસ !' એ ભાગ્યવાન્ નંદિષેણજી ઊભા થયા, 'કબૂલ ! આજે દશમા અમે !' થયા ઊભા, લીધું રજોહરણ, ગયા પ્રભુ પાસે અને ફેર સંયમ સ્વીકાર્યું

વિરાધના પણ પ્રાંતે આરાધના

પહેલા ભાગે વર્ણનારા આત્માઓમાં વર્તન બહારથી તેમજ અંદરથી હોય તેઓ પૂજ્ય, તેમને 'ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસિહીઆએ મત્થએણ વંદામિ' કહી પગે લગાય, 'સ્વામી ! શાતા છેજી' એમ ત્યાં પૂછાય જ્યારે બીજા ભાગે

વર્તનારા પાસે એમ ન થાય પણ તેના અતર વર્તનની અનુ મોદના થાય આજનો વિષય વાણી અને વર્તનનો છે બે ય મળે તો બેડો પાર મૂક કેવળી બોલી શકતા નથી એટલે વાણી નથી વાણીથી પરનો ઉદ્ધાર કરી શકતા નથી પણ વર્તનથી પોતાનો બેડો પાર કર્યો છે પૂરી વાણી શ્રી તીર્થંકર દેવની એ યોજનગામિની પાત્રીશ અતિશયવાળી વાણીની બલિહારી ! અમારી વાણી તો સામે ય પહોચતા સ્ખલના પામે એ અતિશયવાળી વાણી તો તેરમા ગુણસ્થાનકે હોય વાણી પણ જબ્બર કામ કરે છે ધન્ય છે ખધકજી મહાત્માને ! પાચસો શિષ્યના ગુરુ એમની કેવી જબ્બર વાણી ! સસારીપણામા પોતે રાજપુત્ર હતા દીક્ષા લઈ મહાન્ જ્ઞાની તપસ્વી બન્યા છે એક વખત તેઓ શ્રી મુનિસુવ્રતસ્વામીને પૂછે છે –'હે ભગવાન્ ! મારી સસારી બહેન જ્યા રહે છે તે પ્રદેશ તરફ વિહાર કરવાની, ત્યાના પ્રદેશને સુધારવાની ભાવના છે, ત્યા વિહાર કરુ ?' ભગવાને કહ્યુ, 'जहा सुहम्' ફરી ખધકજી પૂછે છે, ત્યા જવાથી આરાધક થવાશે કે વિરાધક ?' ભગવાને કહ્યુ, 'તમારા પાચસે ય શિષ્યો આરાધક થશે પણ તમે વિરાધક થશો ' તેમણે વિચાર કર્યો, 'મારુ ગમે તે થાઓ ! પાચસે આરાધક થતા હોય એથી ઉત્તમ બીજુ શુ ?' પોતાની વિરાધનાનુ જોખમ વહોરી, પોતાના નિમિત્તે પાચસે આરાધક થશે, એવી પરમાર્થપરાયણ ભાવનાથી તેમણે પોતાની બહેનના પ્રદેશ તરફ વિહાર કર્યો ત્યા કહેવુ પડે, भावि भवति नान्यथा તો ય એ ય સમજવુ કે, એ વિરા ધના પણ પ્રાતે આરાધનારૂપ છે

ખધકજીનો વાક શો ?

પરમાર્થ વિના ભોગે નથી થતો શૂલપાણી યક્ષની વાત જાણો છો ને ! પેલા બળદે નસો તોડી નાખી માલીકના પાચસે ગાડા

એચી આપ્યા ને ! ખધકજીને પણ થયુ, પાચસે તો આરાધક થશે ને ? ફરીને भावि भवति नान्यथा । યાદ રાખો પોતે તરાય અને બીજા ય તરે તો તો અહોભાગ્ય, પણ ભલે મારુ ગમે તે થાય, પાચસે તો તરશે એ ભાવના એમના દિલમા જાગી જળાશયમાથી પચાસને તારવા ઇચ્છનારો પોતે ડૂબવાનુ જોખમ નથી વહોરતો ? ખધકજી પાચસે ય શિષ્યોને લઇને પોતાના બહેન બનેવી રહેતા હતા તે પ્રદેશ તરફ વિચર્યા કુભગ્રામ નગરની સમીપે આવી પહોચ્યા ત્યાં મત્રી પાલક હતો તે અતિ પાપી, દ્વેષમૂર્તિ તથા અભવ્ય હતો એને આ મુનિની જડ ઉખેડવાનુ-એનો નાશ કરવાનુ નક્કી કર્યુ, પણ મુનિ છે રાજાના સાળા એટલે ખટપટ કરવી પડે, પ્રપચ નાટક યોજવુ પડે તમે પૂછશો કે ખધકજીનો વાક શો ? એ કે પ્રથમ સસારી અવસ્થામા એમણે ભર સભામા ધર્મનુ પ્રતિપાદન કરી પાલકને પાઠો પાડ્યો હતો, ગ્લાન મ્લાન બનાવ્યો હતો પાલકના હૃદયમા એ ડખ હતો, એનો બદલો લેવાની તક આજે એને મળી ધર્મીઓનો, ધર્મોપદેશકોનો વાક ત્યાગનો ઉપદેશ દે છે એ જ છે એમ અધર્મીઓ કહે છે ને ! કહે છે, 'ત્યાગનો ઉપદેશ દે જ કેમ ? અનુભવથી જાણો છો કે, તેવાઓ ત્યાગીઓના શિર ફોડવા પણ તૈયાર થયા છે ને ! પૂર્વાવસ્થામા ભર સભામા એક વખત પાલક નાસ્તિકતાનુ સમર્થન કરતો હતો, કહેતો હતો, 'બસ ! ખાવુ, પીવુ, એશ આરામ કરવો એ જ જિન્દગીનો સાર છે, આ ભવ મીઠા, પરભવ કોણે દીઠા,' વિગેરે એ વખતે ખધકજીએ-રાજકુવરે ભરસભામા તેને લોઠો પાડતા કહ્યુ હતુ કે, 'હે પાલક ! તારુ નામ પાડનાર તારી ફોઇ, મામી કાકી જે હોય તે ભૂલેલ છે તુ પાલક નથી પણ બાલક (અજ્ઞાન) છે, અથવા ખાળક (ખાળનાર), ટાળક (ટાળનાર)

કે હાલક (હલાવનાર) છે જો ધર્મકર્મ ન હોય, પુણ્ય પાપ ન હોય, આલોક પરલોક ન હોય તો એક ભીખારી અને એક ઉમરાવ શાથી ? એક રૂડો, રૂપાળો ને બે આખોવાળો, અને બીજો જન્મથી કાળો કુબડો અને કાણીયો શાથી ? ગર્ભમા કયો ગુન્હો કર્યો હતો ? એક બુદ્ધિશાળી હોય છે અને એક બુદ્ધિમા હુઠો હોય છે તે શાથી ? જેવી કરણી તેવુ પરિણામ થાય જ છે ' આ રીતે તેમણે ધર્મતત્ત્વની સ્થાપના કરી પાલકને ગ્લાન, મ્લાન માનભ્રષ્ટ કર્યો હતો આ એમનો વાક !

કુદરત સામે બળવો !

સાર એ છે કે, ધર્મનુ પ્રતિપાદન કરવુ તથા અધર્મનો નિષેધ કરવો એ પ્રત્યેક ધર્મીની ફરજ છે બુદ્ધિથી, ધનથી, લાગવગથી, સત્તાથી જે રીતે બને તે રીતે એમ કરવુ એ જ કર્ત્તવ્ય છે રાજાની પણ એ ફરજ છે, શ્રીમતવર્ગની પણ એ ફરજ છે, બુદ્ધિમાનની પણ એ ફરજ છે કે, દરેક પ્રકારે પ્રજાને ત્યાગ, વૈરાગ્ય ધર્મ, ન્યાય, નીતિના 'માર્ગે વાળવી, ટકાવવી એક રાજા પોતે ઘણો ધર્મી હતો મેવા, પૂજા, સામાયિકાદિ અનુષ્ઠાનમા પ્રવૃત્ત રહેતો હતો ન્યાયી હતો આની અસર પ્રજામા એ હતી કે મત્રીથી માડીને થાણદાર, ફોજદાર, જમાદાર, હાડીચાટ સુધીના માણસો પણ પ્રભુસેવાદિ ધર્મક્રિયામા મશગૂલ રહેતા હતા વિચારો, બધા ધર્મધ્યાન કરે એ દેશ કેવો હોય ! એ ગામના એક નામદારને આ ખટકતુ હતુ સભામા, રાજા પાસે તો બોલી ન શકે પણ બહાર લોકોને ભરમાવે કે, ' ચારિત્ર, બ્રહ્મચર્ય, તપ વિગેરે તો કુદરત સામે બળવો છે ' જેમ આજ કાલના વીસનગરના કહેવાતા રાજરત્ન મહાસુખભાઇ ચુનીલાલે જણાવ્યુ હતુ કે, ' બ્રહ્મચર્ય એ કુદરત સામે બળવો છે ' રાજાને ખબર પડી કે, આ નામદાર ખબર લેવા જેવા છે

'કુદરત સામે બળવો' એ સૂત્ર ઉચ્ચારનારને તેવો સાક્ષાત્કાર કરાવવો એ જરૂરી છે કારણકે તે સિવાય આ ભાઇ સાહિબ વાણીવર્તનમા એક બની ધર્મિષ્ટ બની શકશે નહિ

'વાણી વર્તન' એ સૂત્રમા વિલક્ષણ તર્ક

वादी भद्र न पश्यति વાદી ગમે તેવો તર્ક કરે 'વાણી વર્તન એક તો જેમ ધર્મીષ્ટમા હોય, મહાત્મામા હોય, તેમ પાપીમા પણ તેવા પ્રકારનુ હોયને! ત્યારે શુ એય સમુચિત?' વાદીનો આવો વિલક્ષણ તર્ક છે

यथा चित्ते तथा वाचा, यथा वाचा तथा क्रिया ।
चित्ते वाचि क्रियाया च, साधूनामेकरूपता ॥

મન વચન અને કાયામા એકરૂપતા શુભરૂપે જેવી સજ્જનોમા છે એવી જ એકરૂપતા મન, વચન કાયામા દુષ્ટોમા રહેલી છે, ત્યા તો ખાસ રહેલી છે

આવા તર્કનુ સમાધાન આવશ્યક છે જે વસ્તુ જે સ્થાને લેવાતી હોય તે સ્થાને લેવાય ભોજન વખતે સૈંધવ લાવવાનુ કહેવામા આવે ત્યા સૈંધવ એટલે મીઠુ (લવણ) જ લવાય, ઘોડો ન લવાય, સવારી વખતે સૈંધવ લાવવાનુ કહેવામા આવે ત્યા ઘોડો જ લવાય

એક શેઠે એક વખત ભોજન વખતે નીમક માગ્યુ નોકર હાથમા નીમક લઈ આવ્યો હાથ પ્રસ્વેદવાળો હતો નીમક ભીંજાયુ શેઠે કહ્યુ, 'ભલા આદમી! આવુ લાવવાનુ કહેવામા આવે ત્યારે વાડકી, રકાબી કે થાળી વિગેરેમા લવાય' પેલાએ ગાઠ વાળી, હવે એમ કરવુ શેઠ જ્યારે બહાર જવા નીકળ્યા ત્યારે બૂટ મગાવ્યા તે પેલો મૂર્ખ સોનાના થાળમા લઇ ગયો.

શેઠે કહ્યું હતુ ને। આવો વિલક્ષણ તર્ક મૂર્ખ હોય તેજ કરે સતોનુ પ્રકરણ ચાલતુ હોય ત્યાની વાત અસતો( દુષ્ટો )મા કેમ ઘટાવાય ? અસતોના તો મનમા હોય તેનુ વર્તન ન કરે તો જ સારૂ

કુદરત સામે બળવો કર્યો ખગે ?

મુદ્દા ઉપર આવીએ પેલા રાજાએ ચારિત્રાદિને કુદરત સામે બળવો કહેનારને. સીધો કરવાનુ, માર્ગની તથા તેની પણ રક્ષા કરવાનુ વિચાર્યું એક જણ જેમ રાજાનો મિત્ર હતો તેમ તેનો પણ મિત્ર હતો રાજાએ એને પોતાના નામથી અકિત લક્ષ મૂલ્યની ચમકતા હીરાવાળી વીંટી આપી અને કહ્યુ કે, ' મિત્ર ! આ વીંટી પેલા નામદારના અલકારોના દાબડામા, તીજોરીમા, તે ન જાણે તેમ ઠેસવી દેવાની છે ' રાજાએ હેતુ પણ જણાવી દીધો, મિત્ર પણ ધર્મનેજ પ્રાણાધિક માનનારો હતો મિત્રે કોઇ તક સાધીને તેમ કર્યું, રાજાને જણાવ્યુ, ત્યારબાદ રાજાએ ઢઢેરો પીટાવ્યો, ' મારી એક મૂલ્યવાન મુદ્રિકા ખોવાણી છે કે ચોરાણી છે, જેને જડી હોય, જેની પાસે તે હોય તે દશ દિવસમા લાવીને હાજર કરે તો ગુનો માફ કર વામા આવશે, અન્યથા પકડાયેથી તે સખ્ત સજાને પાત્ર થશે ' પેલા નામદારે ઢઢેરો સાભળ્યો તો ખરો પણ એને એવી કાઇ ગધ પણ હોય તો તપાસેને! દશ દિવસ પસાર થઇ ગયા રાજાએ અગિયારમે દિવસે એને ઘેરજ જડતી લેવરાવી જડતીમા વીંટી જડી જમ જેવા જમાદાર, એ નામદારને ગિરફતાર કરી રાજા પાસે ખડા કરે છે કુદરત સામે બળવાની બાગ પોકારનાર નામ દાર થરથર કપે છે, કેમકે રાજા શુ કરે એની શી ખબર ! શૂળીની પણ સજા કરી દે ! नास्ति मरणसम भयम् । રાજાએ પણ શૂળીની સજા ફરમાવી દીધી રાજાને એને વસ્તુત શૂળી દેવી નહોતી એ યાદ રાખો પેલા મિત્રને કચ્ચરીને કહેવા લાગ્યો

"અરે! મિત્ર! રાજા તારું માનશે તું કહે તે કબૂલ પણ મને બચાવ!' પેલાએ પણ એના દેખતા રાજાને આગ્રહપૂર્વક કોઇ પણ શરતે જીવતદાન આપવા માગણી કરી રાજાએ એક શરતે સજા માફ કરવા જણાવ્યુ 'એક તેલથી ભરેલો છલોછલ કટોરો તને આપવામા આવે, નક્કી કરેલા રસ્તે એ વાટકો (કટોરો) લઇ તારે નગરમા ફરીને અહિં આવવુ એ તેલમાથી એક પણ બિંદુ ન પડે, એ રીતે તુ આવે તો તારી શૂળી મટે, દડથી પતશે' પેલાએ એ શરત કબૂલી રાજાએ તેને તેલનો કટોરો બીજે દિવસે સવારે આપ્યો આજુબાજુ સિપાઇઓ રાખ્યા નગરમા જ્યા ત્યા જલસા ગોઠવી દીધા, વેશ્યાઓના નૃત્યો ગોઠવી દીધા પેલો તેલનો કટોરો લઇને નીચી મૂડીએ ચાલ્યો આજુબાજુ નજર કરે જ શેનો! સૂડી વચ્ચે સોપારી હતી, આખરે સલામત કટોરો લઇને તે આવ્યો રાજાએ પૂછયુ, 'કેમ રસ્તામા નૃત્યો કેવા હતા? કેવી ખુબસૂરત સુદરીઓ હતી? માર્ગમા તે શુ શુ જોયુ?' પેલો બોલ્યો, 'રાજન્! કયા બેટાએ એ જોયુ છે, એ જોયુ હોત નો તો રોયો જ હોત ને!' ત્યા રાજાએ ભાન કરાવ્યુ, 'ત્યારે તે કુદરત સામે બળવો કર્યો ખરો, હે!' પેલો સમજી ગયો ધર્મ પામ્યો દાખલો બેસાડવા રાજાએ દડ તો કર્યો જ

## પાપી પાલકે પેતરો રચ્યો

ખધકજીના દૃષ્ટાન્તને પૂરુ કરીએ જ્યા તેઓ તે નગર આવ્યા તે વખતે પાલકે રાજાને ખૂબીથી જરા ભભેરણી થાય, સહજ વિષ રેડાય એ રીતે કહ્યુ, 'રાજન્! તમારા ખધકમુનિ, પાચસે શિષ્યો સહિત પધારે છે આપને માટે તેમનો સત્કાર કરવો એ સમુચિત વ્યવહાર છે, જરૂર સત્કાર કરવો પરન્તુ મત્રી તરીકેની ચેતવણી આપવાની ફરજ બજાવ્યા વિના રહી શકતો નથી માટે કહુ છુ કે રહેજો સાવધ! પાચસે પાચસે સહસ્-

યોધી સૈનિકો જેવા શિષ્યો સાથે એમનુ આગમન મને અ દેશ ઉપજાવે છે માનો, કદાચ રાજ્ય ગ્રહણ કરવા તૈયાર થઇને આવતા હોય તો તમારી પાસે શી તૈયારી છે ?" રાજાએ કહ્યુ, 'મત્રી પાલક ! આવા જ્ઞાની માટે આવો અ દેશ મિથ્યા-ભ્રમ છે વિના પ્રમાણ દોષારોપણ કરવુ એ ન્યાય નથી, નીતિ નથી" પાલકે ગમ ખાધી રાજાએ મુનિનો સત્કાર કર્યો નગર નજીકના વનમા મુનિ ઊતર્યા પાલકે હવે પેતરો રચ્યો પાછલી રાત્રે તો મુનિઓ ઊંઘે ! મુનિ માટે પણ તેટલી ઊંઘની શાસ્ત્રની આજ્ઞા છે પાલકે તે વનમા મુનિઓ ન જાણે તે રીતે પાછલી રાત્રે અમુક ભૂમિ ખોદાવી ત્યા સેકડો શસ્ત્રો ગોઠવાવી દીધા આટલુ કર્યા બાદ મુનિનુ કાટલુ કાઢવા તૈયાર થયેલા નીચ પાલકે (ફરી યાદ રાખો, એ અભવ્ય હતો) રાજાને સમય જોઇ કહ્યુ 'રાજન્ ! બાતમી પાકે પાયે મળી છે, ખ ધકજી રાજ્ય લેવા જ આવ્યા છે આ પાચસે મુનિઓ તે સહસ્રયોધી સૈનિકો છે અને તેઓ અગાઉથી સજ્જ થઇને આવ્યા છે બાતમી તો ત્યા સુધી મળી છે કે જ્યા ઉતર્યા છે તે જ વનમા શસ્ત્રો છુપાવ્યા છે" રાજાએ પાલકને તપાસ કરવા સાથે લીધો કાળા કામનો કરનાર તો એ પોતે જ હતો ને ! તેણે જરા ડોળ કરી તરત પેલી ભૂમિ ખોદાવી, શસ્ત્રો કાઢ્યા રાજા કોપ્યો અને મુનિઓને માટે ઘટતુ કરવાનુ એ પાલકને જ સોપ્યુ રાજા, વાજા ને વાદરા, એને ફરતા વાર શી !

## વાણી ભાડે મળી શકે છે, વર્તન ભાડે ન મળે

એ દુષ્ટ પાલકે મનુષ્ય પીલવાની ઘાણી મ ગાવી પાચસે ને પ્રથમ પીલી લેવા દૃશ્યથી ખ ધકજીને પ્રજાળી છેલ્લે તેમને પીલવાનુ નક્કી કર્યું એક એકને અ દર નાખવા માડ્યા આ પ્રાણીમા પ્રાણીએ નથી ને વર્તને નથી એમાથી એક પણ નહિ તેની આવી દશા આપણો વિષય છે વાણી તથા વર્તનનો.

વાણી તો ઉપકારિણી છે જ પણ વાણી ન હોય અને વર્તન આવે તોયે બેડો પાર થઈ જાય ! માસતુષ મુનિમા શુ હતુ ? તમામ શાસ્ત્રોનો સાર કયો ? ન રોષ કરવો, ન તોષ કરવો એ ને ! એમને જ્ઞાન ચઢતુ નહોતુ, વાણી નહોતી એટલે ગુરુએ મા રુષ મા તુષ ગોખવા કહ્યુ એટલુય ગોખાતુ નહિ અને માસતુષ બોલાઇ જતુ, આથી તો એમનુ નામ તો બીજુ ઘણુ સુદર હતુ પણ 'માસતુષ' પડી ગયુ બાર બાર વર્ષ સુધી ઉપવાસ, આયબિલની તપશ્ચર્યાપૂર્વક અનન્ય શ્રદ્ધાથી ગોખ્યા કર્યું તો કેવલજ્ઞાન પામ્યા અહિ વાણી હતી કે વર્તન ? કેવલ વર્તન હતુ તો પછી વાણીનો ઉપકાર તો ન રહ્યો એની જરૂર શી એમ ન બોલાય તમે શ્રીમ ત હો, કોરટે લ׳વુ વઢવુ હોય તો હજારો ખરચીને બેરીસ્ટર ઊભો રાખી શકો છો શેઠ એ રીતે છુટી શકે છે ને ! બોરનુ બીંટ જાણનારા શેઠ છુટીને આગલી બીટ મેળવી શકે છે ને ! તાત્પર્ય કે વાણી (જ્ઞાન) ભાડે મગી શકે છે પણ વર્તન ભાડે મળતુ નથી માસતુષ મુનિને ગુરુના જ્ઞાન અને વાણીનો સહકાર હતો માટે વર્તન યોગે કેવલજ્ઞાન પામે છે

જઇ કરવત લઉં કાસી !

પેલો પાલક શિષ્યને ઘાણીમા નાખે ,છે ખ ધકજી સમર્થ વાણીનો ધોધ વહેતો મૂકે છે, " હે શિષ્ય ! પોતાના જ કર્મ-યોગે બધુ બને છે પાલકનુ પણ અશુભ ચિ તવવુ યોગ્ય નથી આ રીતે મરનાર શહીદ છે, વીર છે " વિગેરે અહિં વાણીનો પ્રભાવ શુ કામ કરે છે તે જુઓ વાણી તથા વર્તન પૂરા તો શ્રી તીર્થંકરદેવમા જ હોય, વાણી પણ યોજનગામિની, અતિશયયુક્ત તથા ચારિત્ર પણ યથાખ્યાત. એમના સિવાય તમામમા વાણી વર્તન અપૂર્ણ હોય ખ ધકજી દરેક શિષ્યને પ્રતિબોધ કરતા ગયા, શિષ્યો પીલાતા ગયા અને લોહીની છોળો સાથે કર્મની છોળો પણ પીલાતી ચાલી શિષ્યો કેવલ-

જ્ઞાન પામતા ગયા ને મુક્તિએ પહોચતા ગયા ચારસે નવાણુ મુનિને પીલ્યા, એ તમામને ખ ધકજીએ વાણીયોગે વર્તનમા સ્થિર કરી કેવળલક્ષ્મી અપાવી મુક્તિએ મોકલ્યા છેલ્લે રહ્યો બાલમુનિ, ક્ષુલ્લક સાધુ વિચારો! ચારસે નવાણુને આ દશામા પીલાતા પીલાતા મુક્તિ અપાવનારની વાણી કેવી અને એવી વાણી વહેવરાવનારના આત્મામા ત્યાગ-વૈરાગ્યની ભાવના કેવી રોમ રોમ વ્યાપી હશે પેલા મુનિઓ પણ પીલાતા પીલાતા સમભાવ રાખતા, એ વર્તન કેવુ અનન્ય! આવુ પીલાવુ કોણ ન ઇચ્છે? કયો તત્ત્વવિદ્ ન ઇચ્છે?

આનદઘનજી પણ કહે છે કે, 'હે પ્રભુ! તુમરે મીલન કો કષ્ટ ભલે હો, જઇ કરવત લઉ કાશી'

પ્રભુ મળતા હોય તો કાશીનુ કરવત શા હિસાબમા! આ રીતે ખ ધકજીની વાણી યોગે 'હુ પહેલો, હુ પહેલો' એવી હરિફાઇપૂર્વક ચારસે નવાણુ કેવળ પામી મુક્તિએ ગયા

વાણીયોગે ઘાણીમા ઘાતી અઘાતી પીલાયા

પેલા ક્ષુલ્લક મુનિને જોઇ ખ ધકજીને રાગ થયો, એમ થયુ કે 'આ બાલ સાધુ પીલાવાનુ દ્રશ્ય નહિ જોવાય' આથી તેમણે પાપી પાલકને કહ્યુ, "હે પાલક પહેલા મને પીલ, આ ક્ષુલ્લક સાધુને પછી પીલજે' પાલક તો નામથી જ પાલક હતો બાકી તો દુષ્ટ હતો એને તો ખ ધકજી પર પૂરેપૂરુ વેર લેવુ હતુ એ સમજ્યો, 'આ બાલમુનિને પીલાતો જોવાથી ખ ધકમુનિ વધારે દુ:ખી થશે, માટે એને જ પહેલા પીલવાનુ એણે નક્કી કર્યું દુષ્ટે પેલા નાના મુનિને પણ ઘાણીમા નાખ્યા ખ ધકજીએ વાણી શરૂ કરી પણ એ વાણીમા સ્ખલના હતી, હૃદયમા વ્યગ્રતા થઇ હતી તથાપિ ચારસે નવાણુ મુનિઓને ઉદ્દેશી કથન કરાયેલી વાણી આ ક્ષુલ્લકમુનિએ સાભળી હતી ને! બસ! એના યોગે એ ક્ષુલ્લકમુનિ પણ કેવલ પામી મુક્તિને વર્યા. શ્રી મુનિસુવ્રત ભગવાનના કહ્યા મુજબ પાચમેય આરાધક થયા

જબ્બર વાણીયોગે ઘાણીમા ઘાની અઘાતી પીલાયા વર્તન પરમ આવશ્યક છે

એમની આરાધક દશા હવે ન રહી ભાવ પલટાયા પાચ સોમે પગથીયેથી પડ્યા ને! ચાગ્ને નવાણુ ને બોધ કર્યો ત્યા સુધી હૃદય એકધારુ હતુ, ક્ષુલ્લક સાધુના પ્રમ ગથી પલટાયુ માળ પરથી પડનાગ્ના હાડક કેવા ભાગે છે! નો આ તો પાચસોમે અગર ચારસે નવાણુ મે પગથીયેથી પડ્યા, શુ થાય? પીલાયા, વ્યતર થયા, જોયુ, 'શાથી અહિં આવ્યો,' કારણુ જાણ્યુ, નાસિક બાજુના એ આખા દેશને બાળી મૂકયો જે દડકારણ્ય કહેવાય છે પાચસેને કરાવાયેલી આરાધના એમને આરાધક બનાવશે જરૂર પણુ જ્યા પતન થયુ ત્યા પતનનુ પરિણામ ભોગવવુ જ પડે ને! વાણી વર્તનનો બરોબર સમ ન્વય કરો, ફાવતુ ન ગોઠવો પાચને પાચસો શિષ્યોને મુક્તિ કોના યોગે મળી? ખધકજીની તેવી સમર્થ વાણીના યોગે, તેઓ તેવુ વર્તન ટકાવી શકયા. આવી વાણીના સ્વામી ખધકજી પડ્યા શાથી? વર્તન ગયુ તેથી વાણી પ્રેરક છે, માર્ગદર્શક છે, સિદ્ધિ વર્તનથી છે વર્તન વિનાની વાણી વ્યર્થ છે ધર્મોપદેશો જનરજનાય એ વાણીનુ મૂલ્ય બે બદામનુ ય નથી, માત્ર જન મન-રજન પૂરતુ, બાકી પોતાને કાઇ લાભ છે? જીવ ચોરાશી લાખ જીવાયોનિમા રખડી રહ્યો છે શાથી? વર્તનના અભાવે નરકાદિ-ગતિઓમા પરિભ્રમણુ શાથી? વર્તનના અભાવે. શર્તીયા વાત છે, ભગવાનની સાક્ષીએ વર્તનની પ્રતિજ્ઞા લ્યો વર્તનમા સ્થિર બનો, બેડા પાર! જ્ઞાન હોય કે ન હોય પણુ વર્તન હોય તો કામ ચાલે બાલક સાથે જમવા બેઠા હો, ભાણામા પાત્રીસ પકવાન, છત્રીશ શાક હોય, બાલક નામ ભલે ન જાણે પણુ ખાય તો તૃપ્ત થાય ને? પોષણુ પામે ને? અને ભલે મોટો મનુષ્ય આ પેડા, આ બરફી એમ કર્યા કરે પણુ કોળીયોય ન ભરે તો પામે કાઈ? ભૂખે મરે! વાણી સહેલી છે, મુશ્કેલ જ વર્તન છે

ચિદાનદજી કહે છે—

કથની કથે સહુ કોઈ, રહેણી અતિ દુર્લભ હોઇ

કથની એટલે વાણી, રહેણી એટલે વર્તન વર્તન દુર્લભ છે, મુશ્કેલ છે, પણ બેડો પાર એટલે સિદ્ધિ વર્તનથી છે

રહેણી અતિ અતિ દુર્લભ થઇ.

ફરી યાદ અપાય છે કે, પાપમા રહેણી તથા કહેણીની વાત એક સરખી હોય તો અહિ કઇ લેવી ? સદાચાર, સદાચારીની, નહિ કે દુરાચાર, દુરાચારીની વાણી કોની ? સતની પ્રકરણ કર્યુ ચાલે છે ? સ્થાનનુ સ્થાને યોજાય એટલુ ન સમજે તે સોનાના થાળમા ધૂટ લઇ જનાર જેવો મૂર્ખ ગણાય, એ હમણા જ કહી ગયા માત્ર વાણીથી કાઇ ન વળે

બદીજન કડખા ગાવે, સુણી શૂરા શીષ કટાવે,

જબ રૂડ મૂડતા ભાસે, સહુ આગે ચારણ નાસે રે

બદીજન, ભાટ વિગેરે યુદ્ધમા બોલે તો એવુ કે જેના યોગે સૈનિકોને પાનો ચઢે, કેઇ કપાઇ મરે પણ એ ભાઇસાહેબ, જ્યા ભય જણાય કે સૌથી પ્રથમ ભાગે મતલબ મુશ્કેલી વર્તનની છે

સભામાથી જમાનો ફરે તેમ વાણી વર્તન ફરે કે નહિ ?

ન ફરે જમાનો વિવિધતાવાળો છે વર્તન વાણી અનુસાર જોઇએ વાણી ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન સ્થિતિવાળી છે, વાણી સર્વજ્ઞની છે રેજીપેજીની નથી જમાનામા તો એક આરો કેવો હોય, બીજો કેવો હોય, છઠ્ઠે આરે બધાય પ્રાણીઓ માછલા ખાશે, તો શું માછલા ખાવા, એ વાણી વર્તન કહી શકાય ?

સભામાથી—એને આપદ્ધર્મ ન ગણાય ?

આપદ્ધર્મ નહિ, કહો અધર્મ વિપદિ ધૈર્યવાદ છે ? આપદ્મા ધર્મ રક્ષાય કે છોડાય ? આપદ્મા તો ધર્મનુ સરક્ષણ કરાય

પ્રાણ કંઠે આવે તો ય ધર્મ તજતય ?

अकर्तव्यं न कर्तव्यं प्राणै कण्ठगतैरपि ।
सुकर्तव्यन्तु कर्तव्यं प्राणै कण्ठगतैरपि ॥

આફત વખતે જયાફત ન હોય, જયાફત આફતની હોય, જયાફતથી તો આફત વધે શ્રાવક થવાનુ હોય પણ શીરા માટે નહિ એ છે તો વિષમ પ્રસંગ આવી ઊભો રહે એક મુસલમાન વેષ પલટી કાયમ બ્રાહ્મણોની પંગતમા જમી આવતો એક વખત તેવા પ્રસંગે કોઈએ દરેકને કઈ જ્ઞાતિના બ્રાહ્મણ એમ પૂછવા માડયું એની બાજુનાએ કહ્યુ ઓદિચ્ય એટલે એણે કહ્યુ, 'મે બી ડીચ' એમ બોલતાની સાથે માર ખાવો પડ્યા શીરા માટે શ્રાવક થનારને 'મે બી ડીચ થવું પડે '

ચિદાનંદજી આગળ કહે છે:—

કહેણી તો જગત મજુરી, રહેણી હૈ બંદી હજુરી

મતલબ માત્ર કહેણી એ તો મજુરી છે નાહકનો વખત ખોવો છે જયારે રહેણી એટલે વર્તન આવે એ જ ભવનો પાર કરનાર છે

તાત્પર્ય કે શ્રી સર્વજ્ઞ પરમાત્માની વાણી પરમ ઉપકારિણી છે તેઓ ભાગ્યવાનો છે કે જેઓ તે અહર્નિશ શ્રવણ કરે છે પણ ખામી છે વર્તનની, વાણીએ વિધાન કર્યા મુજબ ત્યાગ, વૈરાગ્ય-મય જીવનનો જેઓ અભ્યાસ કરશે, દાન, શીલ, તપ, ભાવ અને ધર્મને આરાધશે, વર્તનની ખામી જેઓ દૂર કરશે, વાણી વિલાસ માટે નથી પણ વિકાસ માટે છે એમ સમજી વિકાસ માટે પ્રયત્ન કરશે તેઓ વિકાસ સાધી શકશે શ્રી વીતરાગની વાણીયોગે જેઓ તેવુ વર્તન આચરશે તેઓ પ્રાંતે વીતરાગ થઈ મુક્તિના શાશ્વત સુખને પામશે

---

લાલબાગ જૈન ઉપાશ્રય, ભૂલેશ્વર મુબઇ
પોષ વદ ૮ રવિવાર વિ. સ ૨૦૦૩

# જીવન અને ધર્મ

## મુનિરાજશ્રી વિક્રમવિજયજીની ભૂમિકા



### જીવન કોને કહેવુ?

આજના જાહેર વ્યાખ્યાનમા 'જીવન અને ધર્મ' એ વિષય પસદ કરવામાં આવ્યો છે 'જીવન અને ધર્મ' એમ શાથી? એ જ હેતુ છે કે જીવનની સાથે ધર્મને ખૂબ ખૂબ (ગાઢ) સબધ રહેલો છે ધર્મ-વાળુ જીવન જ જીવન ગણાય ધર્મ વિનાના જીવનની ગણના જીવનમા થતી નથી જીવન શબ્દ પણ સ્વતત્ર છે, ધર્મ શબ્દ પણ સ્વતત્ર છે, બન્ને વસ્તુ સ્વતત્ર અર્થથી સમજાય તો તેનો સબધ, ઉપયોગિતા તથા સબધનુ રહસ્ય સમજાય, જરૂર સમજાય તેથી જ આજનો વિષય 'જીવન અને ધર્મ' છે અહિ કોઈ એમ વિચારી શકે છે ધર્મથી જીવન હોઇ શકે નહિ પણ જીવનથી ધર્મ હોઇ શકે છે, કેમકે ધર્મ જીવનવાળા આચરી શકે છે, કેમકે જીવન વગરની ચીજ જડ છે જડમા ધર્મ ન હોઇ શકે, પણ કયો ધર્મ જડમા ન હોઈ શકે? વિચાર તથા ક્રિયા (આચાર) રૂપે થતો ધર્મ જડમાં હોઇ શકે નહિ બાકી વસ્તુ સ્વભાવ ધર્મ તો વસ્તુ માત્રમા છે

સ્વભાવધર્મ વગરની કઈ વસ્તુ છે? જીવનથી થતા ધર્મની અહિં વાત છે એ દૃષ્ટિએ ધર્મથી જીવન' એમ કહેવામા પણ વાંધો નથી જેમ ધર્મની આરાધના વધારે કરી તેમ જીવન દીર્ઘ આયુષ્યવાળુ તથા વધારે નિરોગી કરી જીવનને અમર કરનાર ધર્મ છે જે જીવન પ્રાપ્ત થયા પછી શાશ્વત રહે, જીવન જ રહે, મરણ થાય જ નહિ એવુ જીવન ધર્મ વિના કોણ આપી શકે છે? એ મુક્ત જીવન આપનાર ધર્મ જ છે એ દૃષ્ટિએ ધર્મથી જીવન કહી શકાય અહિં જે જીવનની વાત છે તે તેવા જીવનની કે જે જીવનને જીવનની ગણનામાં ગણી શકાય. જે જીવનમાં વીતરાગપ્રણીત ધર્મની આરાધના હોય તે જીવન જીવન છે આમ તો જીવનના અનેક પ્રકાર પાડી શકાય, બ્રહ્મચારી જીવન, વ્યભિચારી જીવન પણ અહિં તેવા પ્રકારની વાત નથી અહિં ધર્મ વાળા જીવનની વાત છે

### ધર્મવાસિત જીવન જ જીવન ગણાય

સામાન્ય અર્થમા જીવન શબ્દનો અત્ર પ્રયોગ નથી પ્રાણ શ્વાસો શ્વાસવાળુ જીવન તો ક્યાં નથી? અનાદિથી છે અને મોક્ષ પ્રાપ્ત ન થાય ત્યા સુધી એવુ જીવન તો છે જ એક સમય એવો નથી કે જ્યારે આ જીવ તેવા જીવન વગરનો હોય કેમકે તો પછી જડ જ હોય. અહિં વાત એ છે કે જીવન એવુ બનાવવુ જોઇએ કે જેમા એક ક્ષણ પણ જીવ ધર્મ વગરનો ન હોય એવી દશા, સર્વાશે એવી દશા તો સિદ્ધિમાં છે સસારમાં તે સ્થિતિ અશક્ય છે, પણ ગણનામાં ગણાય તેવુ જીવન, પ્રાતે સર્વાશે ધર્મમય જીવન આપનાર તો ધર્મ જ છે જગતમાં તેવુ જીવન જીવવુ જોઇએ કે જે જગતને આશીર્વાદ રૂપ બને એવુ જીવન ક્યારે પ્રાપ્ત થાય? જીવન કરતા પણ જીવન પ્રાપ્ત કરાવનાર(ધર્મ)ની મહત્તા હૃદયમાં જાગે ત્યારે તેવુ જીવન પ્રાપ્ત થાય જીવનને લાવી આપનાર વસ્તુ, ધર્મ તરફ પ્રેમવાળા, એની મહત્તા પિછાણનારની દશા કઈ હોય, જ્યારે આપણુ પ્રયાણ જુદી જ (વિરુદ્ધ) દિશા તરફ છે

સમય ઘણો મારે એવો નથી, પૂજ્ય ગુરુદેવ જ વસ્તુ સ્પષ્ટ સમજાવશે, હુ માત્ર જે શ્લોક કહેવામા આવ્યો તેના ભાવને કહી મારુ વક્તવ્ય પુરુ કરીશ જેના જીવનમાં પરોપકાર હોય, સત્ય વાણી હોય, ત્યાગ હોય, સદાચાર હોય, આ બધુ જેને વરયુ હોય તેનું જીવન તે જીવન છે એવા સદ્‌ગુણો વિનાનો માનવી જીવતો છતા મરેલો છે ધર્મથી શૂન્ય દિવસ ગાળનારાનુ જીવન જીવન ગણાતુ જ નથી આ વિષયમા રખાયેલા જીવન શબ્દથી માત્ર પ્રાણ તથા શ્વાસોશ્વાસવાળુ જીવન લેવાનું નથી પણ ધર્મથી અનકૃત જીવન લેવાનુ છે

હવે એ 'જીવન અને ધર્મ' વિષય પરત્વે પૂજ્ય ગુરુદેવ જે કાઇ વિવેચન કરશે તે તમે તથા અમે શ્રવણ કરીશુ

---

## પૂ. આચાર્યદેવનુ પ્રવચન.

### આજના વિષયનો ઉલ્લેખ

સજ્જનો! આજનો વિષય નિર્વાચન થઇ ગયો છે હવે એ વિષયમા રહેલ તત્ત્વ મારે બતાવવાનુ છે આજનો વિષય, તત્ત્વ બતાવવા માટે આધાર હોઇ, વિષયના નામનો પુન ઉલ્લેખ કરવો આવશ્યક છે આજનો વિષય છે જીવન અને ધર્મ

### જીવન સર્વને ઇષ્ટ છે જ્યારે ધર્મ અનતમા ભાગને ઇષ્ટ છે

'જીવન' તથા 'ધર્મ' બન્ને શબ્દો ઘણા ઇષ્ટ છે જીવન શબ્દ સકલ જગતને ઇષ્ટ છે જ્યારે ધર્મ શબ્દ માટે તેમ નથી દુનિયામા કોઇ પ્રાણી એવો નથી કે જેને જીવન ઇષ્ટ ન હોય, માટે તો શ્રી શય્યભવસૂરિજી મહારાજ કહે છે, सव्वे जीवावि इच्छंति जीविउ न मरिज्जिउ મતલબ, સર્વે (જીવ માત્ર) જીવવા ઇચ્છે છે, મરવા કોઇ ઇચ્છતુ નથી કદાચ કોઇને તર્ક થાય કે 'નારકીને તો ક્ષણના ય વિસામા વિનાનુ પારાવાર દુ ખ જ છે,

એ તો મરવા ઇચ્છે ને !' ના, એ ( નારકી ) પણ મરવા ઈચ્છતો નથી કેમકે પરમાધામી મારવા દોડે છે ત્યારે નારકી પણ નાસે છે, ભાગે છે, દોડે છે, લપાય છે જો મરવા ઈચ્છતો હોય તો તેમ શા માટે કરે ? મતલબ નારકીને પણ મરણ ઇષ્ટ નથી જીવન હરેકને ઇષ્ટ છે જ્યારે ધર્મ તો માત્ર ધર્મી જગતને ઇષ્ટ છે, એટલે જીવન સર્વને ( અનતાને ) ઇષ્ટ છે જ્યારે ધર્મ તો જીવોના અનતમા ભાગને ઇષ્ટ છે આજનો વિષય ' જીવન અને ધર્મ ' છે તેમાનો જીવન વિષય સર્વને ઈષ્ટ છે જ્યારે ધર્મ વિષય સર્વને ઇષ્ટ નથી, અનતમા ભાગને ઇષ્ટ છે તમામ જીવોમા ષડ્જીવનિકાયના જીવો, નિગોદના જીવો તમામ ગણાય જીવન તો એ તમામને ( એ અનતા જીવોને ) ઇષ્ટ છે પણ એ અનતા જીવોના અનતમા ભાગે માત્ર ધર્મી દુનિયાને જ, ધર્મ ઇષ્ટ છે

જીવનના મૂલ્ય ધર્મથી અકાય છે

વધારેમા વધારે મનને ગમાડવા જેવો, હૃદયમા રમાડવા જેવો ઇષ્ટ વિષય યદિ કોઇ હોય તો માત્ર ધર્મ જ છે હવે એક વાત નોધી લ્યો, યાદ કરો કે દુનિયામા ઊંચી વસ્તુ ઓછી જ હોય, હલકી વસ્તુ ઘણી હોય ધર્મ તો ઝવેરાત છે પત્થરાઓ ઘણા હોય, ઝવેરાત પત્થરોના પ્રમાણમા ઘણુ ઓછુ હોય ઝવેરાત રતિથી તોલાય, પત્થરાઓથી ન તોલાય જીવન સકલ જગતને ઇષ્ટ છે જ્યાર ધર્મ તો અનતમા ભાગના જીવોને ( ધર્મીને ) ઇષ્ટ છે જો ધર્મ પણ સકળ જગતને ઇષ્ટ હોત, તમામને ધર્મ જોઈતો હોત તો આજના વિષયની ( આજના વ્યાખ્યાનમા આ વિષય રાખવાની ) જરૂર જ ન હોત, તેવા પ્રેરકની જરૂર જ શી હતી ? આવા વિષયની સારી વ્યાખ્યા કરનારા પ્રેરક છે પ્રેરણા જીવન માટે કરવાની નથી, ધર્મ માટે કરવાની છે પ્રેરકો પ્રેરણા ત્યાગની કરે, વ્રતની કરે, ધર્મની

કર જીવનની પ્રેરણા શી? જીવનમા તો છો જ ને! સામાન્ય અર્થવાળા જીવનમા તો છો જ વિશેષ અર્થવાળુ જીવન કયુ? ધર્મ સહિત હોય તે, માટે પ્રેરણા ધર્મની જીવનની કિંમત ઇચ્છો તો ધર્મ આચરો જીવનના મૂલ્ય ધર્મથી અંકાય છે, જીવન ધર્મીઓના પંકાય છે જ્યા ધર્મ નથી ત્યા જીવનની કિંમત નથી

સભામાથી દુનિયામા જીવનને સામાન્યત પણ, (ધર્મ વિના પણ) કિંમતી ગણવામા આવે છે

તેમ માનનારાઓ મુડદાને કિંમતી માનનારાઓ જેવા છે મુડદાને પણ કિંમતી માનનાર વર્ગ જગતમા છે ને! આપણીયાઓ અંત્યજો જીવતા કરતા મડદાને કિંમતી માને છે ને!

મનુષ્ય જીવન શ્રેષ્ઠ શાથી? એ જન્મથી ધર્મ સધાય છે તેથી.

જે જીવનથી મરીને દુર્ગતિ જવાનુ હોય, અનંતા દુઃખોની ઘોર ખોદાવાની (ખોદાતી) હોય તેવા જીવનની કિંમત શી? મનુષ્ય જીવન કિંમતી ગણવામા આવ્યું છે એ ખરૂ પણ શાથી? ધર્મ સધાય તેથી જો ધર્મ ન સધાય તો એજ જીવન નપાવટ છે, એવું નપાવટ જીવન કે જ્યાથી સાતમી નારકીએ જવાય

સભામાથી કેટલાક આપઘાત પણ કરે છે ને!

આપઘાત કરે છે તેથી તેમને જીવન ઇષ્ટ નથી એમ માનવાની ભૂલ રખે કરતા! એક સ્ત્રી કુવે પડવા જતી હોય, કોઇ મળી જાય, કારણ પૂછે, પેલી સાસુનુ દુઃખ જણાવે, સજ્જન તેનું નિરાકરણ કરવાનું માથે લે, જુદી રખાવે, સાસુના ત્રાસમાથી મુક્ત કરવાનુ તે સ્વીકારે તો તે સ્ત્રી પછી કૂવે પડે ખરી? જીવન તો ઇષ્ટજ છે, ઉગ્ર ઝેર એ જીવનમા ભળવાથી આપઘાતનો આવેશ આવી જાય

## ધર્મી બનવુ હોય તો પાપાચારોને તીલાજલી આપો

શાસ્ત્રમા દેવાધિદેવ શાસનનાયક ભગવાન શ્રી મહાવીરદેવના સત્તાવીશ ભવ જણાવે છે શ્રી ઋષભદેવ ભગવાનના તેર ભવ, શ્રી પાર્શ્વનાથ ભગવાનના દશ ભવ વિગેરે જણાવે છે, તો તે પહેલા શુ તે જીવો હતા જ નહિ? ભગવાન શ્રી મહાવીરદેવનો જીવ શુ નયસારના ભવથી જ પેદા થયો? ભગવાન શ્રી ઋષભ દેવનો જીવ શુ ધનાસાર્થવાહના ભવથી જ પેદા થયો? એ ભવો પહેલા એમનો જીવ કોણ હતો, કયા હતો એ સબધી મોટા મોટા આચાર્યોને પૂછશો, ગીતાર્થોને પૂછશો, તાકાત નથી કોઈની, કહી શકે શ્રીતીર્થંકરના ચરિત્ર વર્ણનમા શ્રી મહાવીરદેવના જીવનુ વર્ણન નયસારના ભવથી, શ્રીઋષભદેવ ભગવાનના જીવનુ વર્ણન ધનાસાર્થવાહના ભવથી, શ્રીપાર્શ્વ નાથ ભગવાનના જીવનુ વર્ણન મરુભૂતિના ભવથી શરૂ થાય છે તે પહેલા જીવન તો હતુ, પણ જીવન જ્યારથી ગણનામા ગણાયુ ત્યારથી શાસ્ત્રે ભવ ગણ્યા અને વર્ણન કર્યું જીવન ગણનામા ત્યારથી ગણાયુ કે જ્યારથી સમકિત પ્રાપ્ત થયુ, અરિતાવળી લખનારા લેખકોએ, પરમાત્માનો જીવ ધર્મ પામ્યો તે ભવથી તેમના જીવનની ગણના કરી તાત્પર્ય જીવનની કિંમત ધર્મથી છે જીવનની કિંમત વહાલી હોય તો ધર્મ કરો વિષ યોમા ન મરો, કષાયોથી અતરનો ખજાનો ન ભરો, જરા પાપથી ડરો, બૂરી પ્રવૃત્તિઓ પરિહરો, આમ વર્તો તો જીવન સુધરે, ધર્મ પમાય બીજાનુ બૂરુ કરનારા, બીજાની જડ ઉખેડવાની જ ભાવનાવાળા અને તેવી પ્રવૃત્તિવાળા, ચાડીચુગલી કલેશ કકાસ કરનારા તો પાપના પૂતળા છે ધર્મી બનવુ હોય તો આ પાપાચારોને તીલાજલી આપો.

### ધર્મ વગરનુ જીવન જીવન નથી

આજનો વિષય ' જીવન અને ધર્મ 'નો છે ' જીવન ' ' અને ' ધર્મ અહિ 'અને' અવ્યય છે તે જીવન તથા ધર્મ ઉભયને મ ક લિત કરે છે જીવન સર્વને ઇષ્ટ છે જ્યારે ધર્મ અન તમા ભાગને જ ઈષ્ટ છે, પણ ધર્મ વગરનુ જીવન જીવન નથી, ધર્મ વગરનુ જીવન શોભતું નથી જેમકે—

निर्दन्तः करटी हयो गतजवश्चन्द्र विना शर्वरी ।
 निर्गन्ध कुसुम सरो गतजल छायाविहीनस्तरुः ॥
भोज्य निर्लवण सुतो गतगुणश्चारित्रहीनो यतिः ।
 निर्देव भवन न राजति यथा धर्म विना मानव ॥

શબ્દાર્થ—જેમ દાત વગરનો હાથી, વેગ વગરનો ઘોડો ચ દ્રમા વગરની રાત્રી, સુગ ધ વગરનુ ફૂલ, જલ વગરનુ સરોવર છાયા વગરનુ ઝાડ, મીઠા વગરનુ ભોજન, ગુણ વગરનો છોકરો ચારિત્ર સિવાયનો યતિ તથા દેવ વગરનુ મ દિર શોભતું નથી તેમ ધર્મ વગરનુ માનવજીવન શોભતું નથી જીવન દીપાવવ ધર્મની ખાસ આવશ્યકતા છે જે ધર્મની આવશ્યકતા જીવનમ સ્વીકારતો નથી તેનુ જીવન જાનવર જેવુ ગણાય માટે ધર્મ અવશ્યમેવ આદરણીય છે

આ શ્લોકમા જણાવ્યા મુજબ જેમ તે તે પદાર્થો તેને શોભાવનાર વસ્તુ વિના શોભતા નથી તેમ જીવન ધર્મ વિન શોભતુ નથી

### ' યાહોમ કરીને પડો ! '

ધર્મ વિનાનુ જીવન ન શોભે, ન દીપે તેને દીપાવવુ હો તો ધર્મમા ઝપલાવો, યાહોમ કરીને પડો ! યાહોમ કરી

પડવાનુ અહિં ઘટે છે દુનિયાના અજ્ઞાનીઓ યાહોમ કરીને પડવાનુ કહે છે પણ ક્યા ? મોટા ખાડામા, કૂવામા ! વિષયો એ ખાડો કે કૂવો નહિ તો બીજુ શું છે ? જ્યા પડવાથી ભૂકો થઈ જાય, હાડકા ભાગી જાય, ત્યા યાહોમ કરીને પડવાનુ હોય ? યાહોમ કરીને પડવાનું છે ધર્મમા જ્યારે કહેનારાઓ દુનિયાના વાતાવરણમા કુદવાનું કહે છે ધર્મની વાત આવે ત્યા કહી દે કે, 'હાલ વાતાવરણ વિષમ છે', વિગેરે પણ એ જ વિષમ વાતાવરણમા વેપાર કરવા જતા અટકયા ? ના ! ત્યા યાહોમ કરીને પડો એમ નક્કી કર્યું છે બાયડીએ વિચારવાનું રાંડવામા કે માંડવામા ? ડાહી સ્ત્રી ઘરડાને પનારે પડે કે યુવાનને ? નાથ કોને કરે ? ઘરડો પોતે જ મરવા પડ્યો હોય તે નાથ શી રીતે થવાનો ? અનાથી મુનિએ સનાથ થવા ધર્મનું શરણ સ્વીકાર્યું સંયમ અંગીકાર કર્યું. શ્રેણિક મહારાજાને અનાથી મુનિએ શું કહ્યુ છે તે યાદ કરો. દુનિયામાં યા-હોમ કરીને પડવાનુ છે જ ક્યા ? બાજી બગડેલી જ છે, પડેલાજ છે, વધારે પડવાનું, વધારે હાડકા રંગાવા માટે જ છે, યા-હોમ કરીને ઉડવાનુ વિમાનમા હોય સંયમ એ વિમાન છે ! દુનિયાના જીવોની દશા એ છે કે ધર્મની વાત એની પાસે કરો તો વિષમ વાતાવરણનુ બહાનુ આગળ ધરશે, સંયમ લેવાનુ કહેવામા આવે ત્યા વાતાવરણ યોગ્ય નથી એમ કહે, અન્ય પ્રકારના ધર્માચરણમા પણ એજ મિષ–બહાનુ આગળ ધરે, વિષમ વાતાવરણને વિખેરનાર ધર્મ જ છે છતા એના સ્વીકારમા આવા બહાનાથી ઈન્કાર કરે જ્યારે વિષમ વાતાવરણથીજ વ્યાકુલ સંસારના શરણમા તો માથુ મૂકે છે કેવુ આશ્ચર્ય ! રહસ્ય એ છે કે સંસાર પર જેવો પ્રેમ છે તેવો પ્રેમ ધર્મ પ્રત્યે નથી, જો હોય તો ધર્મમા 'યાહોમ કરીને પડો ' કેમ મન થાય છે ? થવુ જોઈએ ત્યા નથી થતુ 'યાહોમ કરીને પડો એમ થવુ જોઇએ ધર્મમા, ધર્મની આરાધનામા '

સભામાથી પ્રશ્ન—પોલિટીકલ પ્લેટફોર્મમા અર્થાત્ રાજકીય વાતાવરણમા આજે ગાધી આદિ તરફથી ધર્મ સ કળાવાય છે તે સમુચિત છે ? એમ સ કલિત થઇ શકે ?

પ્રશ્નમાની શબ્દસ કલનાજ સમુચિત નથી, અનુચિત છે, અને એથીજ ઉત્તર લબ્ધ છે જ્યા કલેશ, ધમાધમ, માયા-પ્રપ ચાદિ હોય ત્યા તે ધર્મ સ કળાય કે અકળાય ? જ્યા માયાવી પ્રવૃત્તિ હોય, એક બીજાને છેતરવાની ખાજીઓ હોય, એકનુ ભલુ, બીજાનુ બૂરુ આવી ધાધલ હોય એવા સ્થાનમા, એવી ભૂમિકામા, એવા ક્ષેત્રમા ધર્મ સ કળાય કે અકળાય ? ધર્મને નથી જોઈતા વિષય કષાય, નથી જોઇતી મારામારી એક જીવનના ભોગે બીજા જીવે જીવવાના વિધાન ધર્મમા ન હોય, માછલા ખાઇને જીવવાનુ વિધાન થાય ત્યા ધર્મ સ કળાય કે અકળાય ? ધર્મમા બીજાને દુ ખ દેવાની, મારવાની વાત ન હોય. નિર્દોષોની કતલ કરનાર યવનના મઠમા બેસાય અને નિર્દોષ પ્રાણીઓને ગોળી-બાર કરાય, આવુ જ્યા હોય ત્યા ધર્મ સ કળાય કે અકળાય ? ધર્મમા તો શાતિ છે, ક્ષમા છે, ત્યાગ છે, વૈરાગ્ય છે, ધર્મ તો આ બધામાં સ કળાય ધર્મ તો ત્યા સ કળાય કે જ્યા દુ ખ દેનાર માટે પણ ભલીજ ભાવના હોય ખાલ ઉતારનારનુ પણ ભદ્ર ઇચ્છાય, ધર્મ તો વિરાજમાન થાય ધર્મ તે અહિ સ કળાય, કે 'છાલ ન છોડુ' એવુ હોય ત્યા સ કળાય ? 'છાલ ન છોડુ' એવુ હોય ત્યા તો અકળાય 'છાલ ન છોડુ' એવુ કહેનાર, એમ વર્તનારનુ પણ શ્રેય ઇચ્છાય ત્યા ધર્મ સકળાય જ્યા ધર્મ અકળાય ત્યા સ કળાય માનવો એ કેમ બને ? ધર્મ કયો, અધર્મ કયો એ ન સમજાય તો જૂલમ થાય ! વિષ્ટાની અ દર કસ્તુરીની ગ ધ ન મનાય જ્યા ધર્મ સ કલિત હોય ત્યા તો જૂલમ કરનારનુ પણ ભલુ જ ઇચ્છાય. ધર્મ કયા સ કળાય,

ક્યા અકળાય એ સહજ સમજાય તેમ છે જ્યા ધર્મપોષણ હોય ત્યા સકળાય અને અધર્મ પોષણ હોય ત્યા અકળાય.

સભામાથી=મીરાબાઇ, નરસિંહ મહેતા વિગેરેમા ધર્મ ખરો ?

તેઓએ પોતાની દૃષ્ટિએ ધર્મ માન્યો છે, તેઓ ધર્મપ્રેમી હતા, નિન્દક નહોતા જો કે તેમને સુદેવાદિ મળ્યા નહોતા પણ તેમના ધર્મપ્રેમયોગે ભાવિમા સુદેવાદિ મળવાની તક છે સુદેવાદિના નિંદક હોય તો તે રખડી પડે આ નિન્દક નહોતા કેવલ ભક્તિના ગુણમા તલ્લીન હતા

આધેય ધર્મ માટે આધાર જીવન છે.

કદાચ કોઇ કહેશે કે, “ જ્યારે ધર્મનુ જ પ્રાધાન્ય છે, ગૌરવ છે, જીવનનું મૂલ્ય ધર્મથી જ છે તો ધર્મની જ વાત કરવી હતી ને, માત્ર ‘ ધર્મ ’નો જ વિષય રાખવો હતો ને, ‘ જીવન અને ધર્મ ’ એમ વિષય શા માટે ગખ્યો ? જીવનને ભેગુ શા માટે લીધુ ? ” આ તર્કનુ સમાધાન એ છે કે બેશક ! ફાયદો કરનાર ધર્મ જ છે પણ જીવન આધાર છે, આધેય ધર્મ છે, આધાર જીવન છે માટે તેને ( આધારને ) લીધા વિના કેમ ચાલે ? આધાર વિના આધેય રહે ક્યા ? રહે શી રીતે ? સારામા સારી ચીજો લેવા જવાની હોય તો પાત્ર લઇ જાઓ કે નહિ ? ઘી, દૂધ, દહીં ગમે તે હોય, એ લેવા તપેલુ(ટોપ) લઇ ગયા વિના તે લેવાય શી રીતે ? દૂધપાક પૂરીનુ જમણ હોય, જમવા જનારને થાળી વાટકો જોઇએ કે નહિ ? જ્યા જમવાનુ હોય ત્યા સગવડ ન રાખી હોય તો ઘેરથી લઇ જવાય ને ! વસ્ત્રાદિ તેમજ બીજી કોઇ પણ વસ્તુ લાવવી હોય તો ઝોળી અગર કાઇ પણ સાધન તો જોઇએ ને ! ધર્મ શ્રેષ્ઠ ખરો પણ તે પરિણમે ક્યા ? કહો કે જીવનમા, નહિ કે ઘટમા, પટમા કે મઠમા ઘટમા ધર્મ શબ્દ ઘટાવવો હોય તો ચેતન ઘટમા નહિ કે જડ ઘટમા.

ધર્મ આધેય એને માટે જીવન આધાર છે માટીનો કે બીજો (જડ) ઘટ ફૂટેલો હોય, તો તેમા પાણી ન ટકે, તેમાથી તે ચાલ્યું જાય તેમ આ ચેતન ઘટ ફૂટેલો હોય, (જીવમા શ્રદ્ધા ન હોય) તો તેમા પ્રભુ શ્રી જિનેશ્વર દેવની વાણી ન ટકે, અને શાણી ધર્મકરણી ન કરાય ધર્મ આ જીવનથી થાય, ધર્મ માટે જીવન આધાર, ધર્મ જીવનમા રહે માટે વિષય ' જીવન અને ધર્મ ' એવો છે

અસાધારણ અર્થવાળા ધર્મનો અહિં નિર્દેશ છે.

અહિં ચેતન ઘટની તથા તેમા જે જોઈએ છે તે શ્રી તીર્થંકર ભગવાન પ્રણીત ધર્મની–સમ્યક્ત્વાદિ ધર્મની વાત છે ' ધર્મ ' શબ્દ અત્ર અસાધારણ(વિશેષ) અર્થમા છે, સામાન્ય અર્થમા નથી ' ધર્મ ' શબ્દનો સામાન્ય અર્થ ' સ્વભાવ ' થાય એવો ધર્મ કયા નથી? વસ્તુ માત્રમા ધર્મ છે કોઈ ચીજ સામાન્ય અર્થથી ધર્મ વગરની નથી, જડ ચીજ પણ ધર્મ (સ્વભાવ)વાળી છે वत्थुसहावो धम्मो શાસ્ત્ર જ કહે છે મરચામા તીખાશનો ધર્મ છે, સાકરમા મીઠાશનો ધર્મ છે સ્વભાવ રૂપ ધર્મ જડમા પણ હોય આપણે જે ધર્મની વાત કરીએ છીએ તે ધર્મ જીવન વિના ન હોઈ શકે, આ ધર્મ પ્રાણ ધારણ કરનાર જીવમા–ચેતનમા હોય

સભામાથી–જડમા ધર્મ નહિ તો મૂર્તિમા ધર્મ કેવી રીતે?

મૂર્તિમા ધર્મ નહિ પણ મૂર્તિથી ધર્મ, એમ માનો, એમ સમજો, એમ બોલો જિનપડિમા જિનસારખી મૂર્તિમા સ્થાપના ચેતનની થઈ એ ખરૂ ને!, માટે જિનપડિમા જિનસારખી, પણ ધર્મ એનાથી; એનામા નહિ પચમી વિભક્તિ, સપ્તમી નહિ મૂર્તિ, ચરવળા, કટાસણુ એ તમામ સાધન છે મૂર્તિમા જો ધર્મ હોય તો તો તે અચેતન ન થઈ જાય? અને તેની મા-

ન્યતામા વાધો ન રહે દીવામા પ્રકાશ છે માટે તે ઢૂઢીઆય દેખે, આપણેય દેખીએ, હિન્દુ પણ દેખે, મુસલમાન પણ દેખે, કબીર પણ દેખે (કબીર મૂર્તિ નહોતો માનતો) પણ અહિં તો મૂર્તિથી ધર્મ છે માટે એ તો જે લે તેને દે ( આપે )

**ધર્મનો વ્યુત્પત્ત્યર્થ**

दुर्गतौ पततो प्राणिनः धारयतीति धर्म ॥ પ્રાણીઓને દુર્ગતિમા પડતા ધારણ કરી રાખે તે ધર્મ, ધર્મની વ્યુત્પત્તિ આ, તેનો પૂરો વ્યુત્પત્ત્યર્થ આ છે દુર્ગતિમા પડતા અટકાવી ધારણ કરી રાખી સદ્દગતિમા સ્થાપે તે ધર્મ એ ધર્મ કયો ? દાન, શીલ, તપ, ભાવ, શ્રુત, ચારિત્ર, આદિ, આ ધર્મ જે જીવનમા હોય તે જીવનની ગણના છે, કિમત છે

**હાથી જેમ દન્તૂશળ વિના શોભતો નથી તેમ જીવન ધર્મ વિના શોભતુ નથી.**

ધર્મ વિના જીવન શોભતુ નથી, જેમ દન્તૂશળો વિના હાથી શોભતો નથી હાથી ગમે તેવો કદાવર હોય, સુન્દર હોય પણ, દન્તૂશળ ન હોય તો તે શોભે ? નહિ જેમ હાથી દન્તૂશળ વિના ન શોભે તેમ જીવન ધર્મરૂપ દન્તૂશળ વિના ન શોભે દતૂશળ બે છે, તેમ અહિં પણ શ્રુતધર્મ તથા ચારિત્ર ધર્મ, એ બે જીવનરૂપ ગજરાજના દન્તૂશળ ઘટાવાય ગૃહસ્થ પણ 'વીતરાગે કહેલુ સયમ કયારે લઉં' એવી ભાવના રાખે ગૃહસ્થને દેશથી ચારિત્ર ધર્મ સમજવો સાધુ ( સાધુજીવન ) મોટા હાથીને સ્થાને તો ગૃહસ્થ (ગૃહસ્થ જીવન ) નાના હાથીને સ્થાને દાત જરા નાના હોય, પણ હોય તો ખરાને ? શ્રાવક કુલની પણ મહત્તા જબ્બર છે, એ કુલમા સહેજે શ્રુત ધર્મ તથા સયમ ધર્મના સસ્કાર હોય આજની સ્થિતિ વિલક્ષણ છે કેટલાકને બિચારાને ધર્મ શું તે ય ખબર નથી, પોતે નામે શ્રાવક એટલું જાણે એવાઓ નામના શ્રાવક શ્રાવકમા કયા

સસ્કાર હોય ? એવા સસ્કાર હોય કે શ્રુત ધર્મ તથા સયમ ધર્મ ન હોય તે બદલ તેને મતત પશ્ચાત્તાપ થતો હોય એના હૃદયમા કાયમ બળતરા થતી હોય, ઊડાણથી દુખ થતુ હોય, 'અરે ! મારી આટલી ઉંમર થઇ, મે કાઇ શ્રુત ન મેળવ્યુ, ધિક્કાર છે મારા જીવનને ! ના'ના ના'ના બચ્ચાઓ ચરણ સાગરમા મ્હાલે છે જ્યારે મે મારા જીવનને તે માટે ન કેળવ્યુ દાત પડી ગયા, બોખો થયો પણ હજી તૃષ્ણા ટળતી નથી અને ચરણ સાગરમા મહાલવાનુ મન થતુ નથી !

## તૃષ્ણા ગળે તો મુક્તિ મળે

એક કવિએ ઘરડાને માયા ઘણી જણાવી છે કહ્યુ છે કે —

ઘરડાને ઝાઝેરી, માયા કારમી રે, માયા મ કરો ચતુર સુજાણ

કવિ કાઇ ઘરડા બૂઢ્ઢાઓની નિદા કરવા બેઠો હતો ? એને તેઓ અનિષ્ટ હતા ? એમ નથી પણ તેણે જેવુ દેખ્યુ તેવુ લખ્યુ, ઓળખ્યુ મરવા પડે એટલે તૃષ્ણા વધારે વળગે છે ! આ કવિએ જ એમ કહ્યુ છે એમ નથી આપણા આચાર્યોએ પણ તેમ કહ્યુ છે, અન્યોએ પણ કહ્યુ છે, સ્પષ્ટ દેખાય તે કહેવાય વૈદિક ધર્મના શકરાચાર્યે પણ કહ્યુ છે

अङ्ग गलित पलित मुण्ड दशनविहीन जात तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्ड, तदपि न मुञ्चत्याशापिण्डम् ॥

અગ ગળી ગયુ, માથે પળીયા આવ્યા, મુખ દાત વિનાનુ થયુ, દડ ( લાકડી ) લઇને ચાલતો થયો, હા ! હા ! તથાપિ આશા તૃષ્ણાથી મૂકાતો નથી

અગ ગળી જાય એટલે લથડીયા ખાતો ચાલે, માથે વાળ શ્યામના સફેદ થયા, દાત ગયા એટલે બોખો થયો, ચાલતો દડના આધારે થયો, કહો, દડને પિણ્ડ માનતો થયો આટલુ આટલુ થયુ તોય તૃષ્ણા પિણ્ડ છોડ્યો નહિ

વાત પણ ખરી છે તૃષ્ણા વધે છે, ટળતી નથી, ઓછી થતી નથી, તો ટળવાની વાત કયા ? તૃષ્ણા બુઢાપાથી ટળતી હોય તો અનાદિથી આ જીવને કહો કેટલા બુઢાપા આવ્યા ? તૃષ્ણા ટળી હોત તો અહિં બેઠા હોત ? કયારની મુક્તિ મળી ન હોત ? હા ! જેમની તૃષ્ણા ટળી, ગળી, તેમને મુક્તિ મળી, જેમની તૃષ્ણા ગળશે, ટળશે તેમને મુક્તિ મળશે, જેમની તૃષ્ણા ટળે છે તેમને મુક્તિ મળે છે, આ સિદ્ધાન્ત અવિચ્છિન્ન ત્રિકાલા બાધિત છે

મોમા ચોકઠા ગોઠવનારને જીવનમા
ચોકઠા ગોઠવવાનુ ગોઠતુ નથી !

માણસ ઘરડો થાય ત્યારે ડાચુ દાત વગરનુ ગોખલા જેવુ થઇ જાય, અરે ! નાના બાળકને કદાચ તેમા ડબી મૂકવાનુ મન થઇ જાય તેવુ તે દેખાય કહોને, આજના વિજ્ઞાને એ દૂર કર્યુ છે, ચોકઠાની સગવડ કરી આપી છે, ખરૂ ને ! ચોકઠાની સગવડે, કવિ દલપતરામની કવિતાને ભૂલાવે તેવુ કર્યુ છે

નાનપણે ભાવે લાડવા, ઘડપણે ભાવે સેવ,
એવી બળીરે ઘડપણ તારી ટેવ

પણ હવે ચોકઠા થયાં, સોપારીના ફડાસીઆ ચાવી જાય ત્યા સેવને શુ કામ અડે, લાડવા ન ઝાપટે ! લાડવા પર પ્રેમ હોય. બ્રાહ્મણને તો લાડવા પર એવો પ્રેમ હોય કે ન પૂછો વાત ! પારકા ઘરનુ નોતરુ આવે, મોદક ખાવા મળશે એમ થયુ એટલે એ ખુશ થાય, એવો ખુશ થાય કે નાચવા લાગે નાચવા ! માટે તો કહેવત પડી, ब्राह्मणा मोदकप्रिया એક બ્રાહ્મણ હતો, બે ચાર ઘરનુ નોતરૂ આવ્યુ બધે જમી આવ્યો આઠ ૮ જમ્યો. બ્રાહ્મણને નોતરામા લાડવા જ હોય બ્રાહ્મણને મોદકજ પ્રિય હોય. જમીને ગયો જ ગલમા પચાવવા

માટે આમ તેમ આટા મારવા લાગ્યો, એમા જરા લથડીઉ આવ્યુ તે એક ખાડામા પડી ગયો ખાડો કાઈ વધારે ઊડો ન હોતો. દોઢ હાથ નીચો હતો, એટલે નીકળી શકાય પણ પેલો જમેલો એટલુ આકણ્ઠ કે એમ પણ બની શકે તેમ નહોતુ. એ એટલુ જમ્યો હતો જેના યોગે એનુ પેટ એવુ કઠણ થયુ હતુ કે પાડાના કપાલમા અગુઠો મારો તો જેવુ થાય તેવુ તેના (બ્રાહ્મણના) પેટમા અગુઠો મારવાથી થાય આખી રાત ખાડામા પડી રહ્યો સવારમા ત્યાથી ભરવાડની છોકરીઓ છાણા લેવા નીકળેલી પસાર થાય છે તેમા એક છોકરી બીજી લાડુ નામની છોકરીને બોલાવે છે, 'એ લાડુ, એ લાડુ!' પેલા બ્રાહ્મણે લાડુનુ નામ સાભળ્યુ, એવો જોરથી ઉછળ્યો કે ઠેકીને બહાર આવ્યો કહો, લાડુ પર કેવો પ્રેમ! આવો પ્રેમ મુક્તિ ઉપર હોય તો મુક્તિ કેમ ન મળે? મુક્તિનુ નામ સાભળીને ઉછળવાનુ દિલ થાય છે? પૂછો હૈયાને! કહો મુક્તિ પ્રત્યે તેવો પ્રેમ નથી

વાત એ છે કે માણસ ઘરડો થાય છે, ગાત્ર જાય છે પણ ગત (ટેવ) જતી નથી ડાચાને સારૂ દેખાડવા મોઢામા ચોકઠા ગોઠવે છે પણ ધર્મના ચોકઠા ગોઠવવાની વાત ગોઠતી નથી

### મોહની મસ્તી ભગાડો, ધર્મની મસ્તી જગાવો'

ઘરડો થયા પછી ફરી મનુષ્ય બાળકની જેમ ચેષ્ટા કરે છે પગમા ફરક ખરો કેમકે ઘરડો દડો લઈને ચાલે એટલે એને ત્રણ પગ, બાળકને ચાર પગ, બે હાથ તથા બે પગથી (ઢીંચણથી) આખા ઘરમા એ ઘૂમ્યા કરે બાળકને ચાલુ લાળ વહ્યા કરે તેમ ઘરડાને પણ લાળ વહેતી જ હોય બાળકને પણ ખાધુ પચે નહિ, આને પણ ખાધુ પચે નહિ બાલક દૂધ ઉપર રહે, આને

પણ વખત આવે દૂધ ઉપર રહેવુ પડે બાલક બોલી શકે નહિ, ઘરડાના બોલવામા પણ એવુ જ સમજવુ આજે મોહના સાધનો વધ્યા, સગવડો વધી, છોકરા થયા એટલે આમ તો હજીય આવી દશામા વૈરાગ્ય જાગે, હવે તો તેય ન રહ્યુ જીવ વયોવૃદ્ધ થાય છે પણ તૃષ્ણા તરુણ બને છે અને જેમ જેમ તૃષ્ણા તરુણ બને છે તેમ તેમ મોહ અરુણ (લાલચોળ) બને છે મોહની મસ્તી હરવી હોય તો ધર્મની મસ્તી પેદા કરો ધર્મની મસ્તી આવે તો પછી સ્ત્રી, બાળક, ઘરબાર, પરિવારનો મોહ ન રહે, પછી તો વિચાર થાય, 'કોની બાયડી, કોનુ ઘર, કોની લક્ષ્મી, કોનો પરિવાર, કેટલાયને જન્માવ્યા, કેટલાયને માર્યા, મોહમસ્તી ન ટળે તો હજી કેટલાય મરશે! ધર્મની મસ્તી મસ્તી નથી અનત જ્ઞાનીની કિંમત જાગે ત્યારે ધર્મની મસ્તી જાગે આવે પછી મોહની ભાગવા લાગે મોહની મસ્તી વગરનુ કયુ સ્થાન છે? કયુ ઘર છે? એના વિનાની કઇ ગતિ છે? જ્યા ત્યા દેખાય, જ્યા હાથ નાખો ત્યાથી ધૂળ મળે કેમકે તે બધેય છે, સોનાની રજ એમ ન મળે, એ મસ્તી નથી ધર્મની મસ્તી આવે એટલે કર્મથી કુસ્તી કર્યા વિના રહેવાય? એવી કુસ્તી થાય કે તે લથડીયા ખાય ત્યારે માનો ધર્મની મસ્તી આવી

**જીવન અશ્વ ધર્મની રફતાર વિના શોભતો નથી.**

સુદો એ છે કે ધર્મ વિનાના જીવનની ગણના જીવનમા નથી ધર્મ વિનાનુ જીવન શોભતુ નથી તેમા ગજરાજની શોભા રૂપ દતૂશૂળની સાથે શ્રુતધર્મ સયમધર્મને જીવનરૂપ ગજરાજની શોભારૂપ સમજાવી ગયા શ્લોકમાની એક તુલના સ્પષ્ટ કરી. અશ્વ ક્યારે શોભે ? તેવી રફતાર વેગ હોય ત્યારે શોભે. ગમે તેવો મજબૂત, કદાવર, મનોહર ઘોડો પણ સારી રફતાર હોય તો જ શોભે છે ખડુક ખડુક ચાલે, ગધેડાની ચાલે ચાલે તેવા ઘોડાની કિંમત નથી સુદર રફતાળવાળો અશ્વ

અસ્વારને ધારી મજલે ધાર્યા સમયે પહોચાડે છે ધર્મમય જીવન
અશ્વ પણ જીવ અસ્વારને ધર્મ રફતારથી શિવપુરીની મજલે પહોચાડે છે જેમના જીવનમા રફતાર નથી તે જીવો તો ગિરફતાર (કેદમા) છે ગીરફતાર જ રહેલા તો મરેલા જ છે, ત્યા જીવન કયા છે? ગીરફતારીવાળુ જીવન એ તે કાઈ જીવન છે? ત્યારે જીવન કયું એ જાણવા માટે તો વિષયમા પ્રથમ 'જીવન' વિષયને રાખ્યો છે 'જીવન અને ધર્મ' એ છે વિષય જીવન તથા ધર્મ બન્ને બરોબર સકલિત પણ છે

જીવનથી ધર્મ કે ધર્મથી જીવન?

અમુક દૃષ્ટિએ કોઈ બન્ને માટે એમ કહે કે જીવનથી ધર્મ છે, ધર્મથી જીવન છે, તો તે પણ તે દૃષ્ટિએ ખોટુ નથી ધર્મથી જીવન શી રીતે? મુક્તિનુ અનત જીવન ધર્મથી જ મળે છે, ધર્મની તથાવિધ આરાધનાથીજ સિદ્ધિમાનુ શાશ્વત્ જીવન (અનત જીવન) જીવને સાપડે છે શાશ્વતુ જીવન ધર્મથી એ ખરૂ છે શ્રીમહાવીરદેવના જીવના જીવનની ગણુના નયસારના ભવથી થઇ, એ જીવનની ગણુના ધર્મપ્રાપ્તિથી થઇને! એ ધર્મ કોણે આપ્યો? મુનિઓએ જેઓ ધર્મ પામ્યા તે મુનિવરોથી પામ્યા છે ધનાસાર્થવાહ (શ્રીઋષભદેવ ભગવાનનો પ્રથમ ભવ) ને ધર્મ મુનિઓએ જ આપ્યો છે ને! એમ બીજાઓમા સમજવુ પ્રથમ ભવમા તેઓ પણ ધર્મ મુનિથી જ પામ્યા છે આ રીતે જીવનથી ધર્મ તેમ ધર્મથી જીવન એમ પણ ઘટે છે જગતને ધર્મ પમાડનાર ત્યાગી મુનિઓજ છે મુનિપદ અતિ અગત્યનુ પદ છે મુનિ પદનો લાભ જબ્બર છે જેટલા મુનિ વધે તેટલા પુની ઓછા પ્રથમ જ્યારે મુનિવરો હજારો હતા, લાખો હતા ત્યારે આરો ત્રીજો, ચોથો કહેવાયો, આજે મુનિવરો ઓછા છે માટે તો પાચમો આરો કહેવાય છે અને મુનિ નહિ હોય ત્યારે તે છઠ્ઠો આરો

કહેવાશે છઠ્ઠા આરામા મુનિ નહિ, ધર્મ નહિ શ્રી તીર્થંકર ભગવાનના ધર્મની પ્રાપ્તિ થાય ત્યારથી જીવન ગણાય એ ધર્મ જીવનથી સધાય આ રીતે જીવનથી ધર્મ તથા ધર્મથી જીવન એ ખરૂ પણ 'જીવનથી ધર્મ' એ વાત નિશ્ચિત નથી જીવન હોય ( સામાન્ય અર્થમા ) ત્યા ધર્મ હોય પણ ન પણ હોય જ્યારે ધર્મ છે ત્યા જીવન છે છેને છેજ-નિયમા છે, એ સામાન્ય અર્થવાળુ જીવન ખાસ જીવનની ગણનામા આવે છે ધર્મથી જીવન જીવજીવન ગણાય પ્રાતે અનત જીવન પમાય એ નક્કી છે અરે! અભવ્ય પણ નવગ્રૈવેયક સુધી શાથી જાય ? ધર્મથીને ! એ દ્રવ્યધર્મ પાળે છે, દ્રવ્ય જીવન પામે છે, ભાવથી ધર્મ પાળનારને ભાવ જીવન મળે છે ભાવ જીવન કહો કે મોક્ષ જીવન કહો, એકજ છે તાત્પર્ય એ છે કે જીવન ધર્મને પેદા કરે એ નિયમ નથી, કરે પણ, ન પણ કરે, જ્યારે ધર્મ જીવનને નિયમા સમર્પે છે

ધર્મથી જીવન એ નિશ્ચિત છે.

જીવનમા ધર્મ આવીને બેઠો એટલે માનો આનન્દનો દરોડો પેઠો સિદ્ધ જીવનમા, મુક્ત જીવનમા અનન્ત આનદ છે, અનત સુખ છે કોઇ તર્ક કરે કે, 'જીવને તો પ્રાણ હોય, સિદ્ધના જીવને પ્રાણ કયા છે ?' સમાધાન એ છે કે દ્રવ્ય પ્રાણ ( ઇન્દ્રિયાદિ ) નથી પણ અનન્તચતુષ્ટય ( અનત જ્ઞાન, અનન્ત દર્શન, અનન્ત બળ, અનત સુખ ) રૂપ ભાવ પ્રાણ તો સતત વિદ્યમાન છે દશ દ્રવ્ય પ્રાણ, ( સ્પર્શન આદિ પાચ ઇન્દ્રિયો, મન બલ, વચન બલ, કાય બલ, આયુષ્ય તથા શ્વાસોશ્વાસ ) ત્યા પણ ઘટી શકે છે પાચ ઇન્દ્રિયોથી થાય શુ ? જ્ઞાન, સિદ્ધના જીવનને જ્ઞાન તો અનત છે તમારા જ્ઞાન દર્શન તો પરિમિત છે, સિદ્ધના જ્ઞાન દર્શન અનત છે મન મજબૂત હોય તો કોઇ કોઈ વિચારો કરાય, વાણી જબ્બર હોય તો

તેવી વાણીવાળો ભલભલાને મૂઝાવે, ડોલાવે, ધર્મીને અધર્મી બનાવે, અધર્મીને ધર્મી બનાવે, કાયાનુ બલ ધરાવનારો પહાડોના પહાડો હલાવે, ત્રણ યોગનુ બલ ગમે તેટલુ તો ય પરિમિત જ્યારે સિદ્ધનુ બળ તો અનત છે આયુષ્ય કર્મને લીધે અહિંનુ જીવન મર્યાદિત છે જ્યારે આયુષ્ય કર્મ ક્ષય થયુ હોવાથી સિદ્ધનુ તો અક્ષય જીવન છે અને તેથી શ્વાસોશ્વાસની જરૂર જ ક્યા છે? મુદ્દો એ છે કે ધર્મ જીવનને નિયમા પેદા કરે છે

સભામાથી–શાશ્વત જીવન પેદા કરાવનાર ધર્મ આ જીવનથી ( માનવ જીવનથી ) થાય ને !

હા, માટે તો આ વિષય રખાયો છે અક્ષય જીવન ધર્મથી મળે છે અને તે ધર્મ મનુષ્ય જીવનથી જ આરાધાય છે દેવોથી એવો ધર્મ થાય તેમ નથી મનુષ્ય જીવનથી ધર્મ પેદા થાય, થાય એ ખરૂ પણ થાય તો થાય, ધર્મ કરે તો થાય નહિ તો એ જ મનુષ્ય માતમીએ પણ જાય

ધર્મવાળુ જ જીવન રળીઆમણુ છે

ચ દ્ર વિના જેમ રાત્રી શોભતી નથી તેમ જીવન ધર્મ વિના શોભતુ નથી ચ દ્ર વિના રાત્રી કેવી લાગે? કહે છે ને ઘોર અ ધારી રાત, તે કઇ? ચ દ્ર વિનાની ચ દ્રવાળી રાત્રી જ રળીયામણી લાગે છે તે જ રીતે ધર્મયુક્ત જીવન રળીયામણુ છે ધર્મ વિનાના જીવનમા તો ઘોર અ ધકાર ભર્યો છે કૃત્રિમ ફૂલ એક વખત ર ગમા કુદરતીય સુંદર બનાવાયુ હોય પણ ભમરો ત્યા ન આવે કેમકે માત્ર દેખાવ છે રસ નથી, રસ નથી પછી ગ ધ તો હોય જ ક્યાથી? ગ ધ વિનાના ફૂલ જિનેશ્વર દેવને ન ચઢાવાય કેટલાકો સજાવટના લોભે ચાર પાચ ફૂલ તેવા ઘાલી દે છે પણ યાદ રાખો, શાસ્ત્રની મના છે ત્રણ લોકના નાથને નિર્ગ ધ ફૂલ ન ચઢાવાય. ગ ધ વગરના કૃત્રિમ ફૂલની

પણ ફૂલમા ( કિંમતી ફૂલમા ) ગણના નહિ તો કૃત્રિમ ફૂલની ગણના તો હોય જ ક્યાથી ? ત્યા ભમરો ન જ આવે. મુદ્દો એ છે કે મનુષ્ય સુંદર હોય, સશક્ત હોય, નવ જવાન હોય પણ જો તેનામા ( તેના જીવનમા ) ધર્મ ન હોય તો તે શોભતો નથી તાડનુ ઝાડ ઘણું ઊંચુ પણ શા કામનુ ? છાયા તો આપતુ નથી પછી તેની ઉપયોગિતા શી ? એક તાડના નીચે કુમારપાળ રાજા જરાક સૂતા, તડકાથી અકળાઇ ઊઠી ગયા તથા એક લાડ વાણી આએ ચપટી ચણા માટે તેમને દેશન કર્યાં હતા તેથી કહેવાય છે, કુમારપાળ મહારાજના રાજ્યમા ઝાડમા તાડ નહિ ને જ્ઞાનિમા લાડ નહિ. જે ઝાડ છાયા આપે તે ઉપયોગી ગમે તો શ્રીમત હોય પણ કૃપણ હોય તો તેને તાડ જેવો કહેવામા આવે છે ભોજન સુંદર હોય, છત્રીસ જાતની રસોઇ બનાવી હોય પણ શાક દાળ કઢીમા નીમક ( મીઠુ ) જ ન નાખ્યુ હોય તો ! રસોઇનો સ્વાદ આવે કે ?

પ્રશ્ન-મીઠુ છે ખારૂ છતા મીઠુ કેમ કહેવામા આવે છે ? કારણ કે એ તમામને સ્વાદિષ્ટ બનાવે છે અપરિમિતપણે ઉપયોગ થાય તો વાંધો આવે अति सर्वत्र वर्जयेत् । Too much is very bad એમ અગ્રેજીમા પણ છેને ! કપુર બહુ ખવાય તો દાત પડી જાય હીમ શીતળ પણ ઘણુ પડે તો ઝાડોને, પાકને જ્યા જ્યા પડે ત્યા ત્યાના પદાર્થોને બાળી નાખે આ તો પ્રશ્ન કરે તેને સિદ્ધ કરવા શક્ય હોય તો વક્તાએ તૈયાર હોવુ જોઇએ અને એ રીતે સિદ્ધિ કરી, બાકી દેશ-દેશના રીવાજ જુદા છે તમે મીઠુ કહો છો માટે બીજે બધેય એને મીઠુ કહેવામા આવે છે એમ નથી, લૂણ, નીમક વગેરે કહે છે પજાબથી એક નવો સાધુ ગુજરાતમા આવ્યો. વહોરવા ગયો ભક્તિમાન્ શ્રાવિકાએ દુધ વ્હોરાવ્યુ પછી સાધુએ કહ્યુ, ' થોડા મીઠાકા ઉપયોગ કરના ' પજાબમા મીઠુ એટલે ખાંડ

સાકર વિગેરે શ્રાવિકાએ તો ચપટી મીઠુ આપ્યુ નીમક તો ચપટી જ હોયને, હતુ સફેદ, તે સાધુ ખાંડજ સમજ્યા એક પાત્રમા લીધુ પણ એને વિચાર થયો દૂધ આપનાર શ્રાવિકા મીઠુ ( સાકર ) આપવામા આવી કૃપણતા કેમ કરે છે ! ફરી સાધુએ માગ્યુ, ફરી શ્રાવિકાએ ચપટી આપ્યુ. ભેદ ભાગ્યો નહિ સાધુ ઉપાશ્રયે આવ્યા, ગુરૂને (શ્રી કમલસૂરિજી મહારાજને) તે કહે છે, 'યહાકા લોક મીઠા દેને મે કયો કૃપણ હય? દેખીયે, દુધ તો દિયા, મીઠા દો દફે માગ લીયા તો ભી થોડા હી દીયા' ગુરુદેવ સમજી ગયા ખુલાસો કરતા પહેલા પૂછ્યુ 'યો મીઠા દૂધમે તો નહિ ડલવાયા હયને!' પછી સાધુને સમજાવી દીધુ, 'ગુજરાતમે મીઠા નીમક કો કહા જાતા હય' સાધુએ ચાખી જોયુ, થુ કી નાખ્યુ એટલુ સારુ હતુ કે દૂધમા નહોતુ નખાયુ

મુદ્દો એ છે કે લવણથી ભોજનની જેમ જીવન ધર્મથીજ રળિઆમણુ છે દીકરો ગમે તેવો હોય પણ બાપનો વિનય, તેની સેવા ન કરે તે તો શોભે? વિનીત પુત્ર એક હોય તોય બાપ તેને હજાર જેવો માને અને અવિનીત પુત્રો હજાર હોય તો શા કામના?

દૃષ્ટિભેદ—

સભામાથી–જનસેવા સબધી ખાસ જાહેરમા બહુ બોલાય છે.

જનસેવા ખોટી નથી પણ એટલેથીજ સેવા અટકે નહિ. એ બિચારાઓની દૃષ્ટિ ટૂકી છે, દૃષ્ટિ વિશાલ જોઇએ જીવ માત્રની સેવા જોઇએ ષડ્જીવનિકાયની સેવા જોઇએ વિશાળ દૃષ્ટિવાળાની સેવામા સાચો ધર્મ છે, એવો ધર્મ સમસ્ત જગતનો તારક છે ધર્મમાય લૌકિક, લોકોત્તર ભેદ છે દૃષ્ટિ ટુકી હોય તે દૂર ન જોઇ શકે પણ તેથી વસ્તુ ઊડી ન જાય, પલટાઇ ન જાય ગિરનાર પર્વત ઉપર ચઢીને કોઇ મનુષ્ય નીચેના મનુષ્યને

જુએ તો તે દોઢ હાથનો દેખાય, એજ ગિરિના મધ્યથી જોનારને તેજ મનુષ્ય અઢી હાથનો દેખાય, જ્યારે સમીપથી જોનારને ત્રણ હાથનો દેખાય દરેકને ભલે જુદા જુદા માપનો દેખાય પણ મનુષ્ય તો જે ત્રણ સાડાત્રણ હાથનો હોય તે હોય, દયા પણ ધર્મ છે દુખીને સુખી કરવો એમા વાધો નથી ટુકી દૃષ્ટિમો ધર્મ લૌકિક પ્રકારમા ગણાય, લોકોત્તર ધર્મ વિશાલ દૃષ્ટિનો છે

## શેઠને પુત્ર કેટલા? લક્ષ્મી કેટલી?

એક ગામમા એક શેઠ હતો તેની પાસે રૂપૈયા વીસ લાખ હતા શેઠ ઉદાર હતો ધર્મપ્રેમી હતો તેને ત્રણ પુત્રો હતા વિહાર કરતા કરતા ત્યા એક વિદ્વાન્ સમર્થ પ્રવચન લબ્ધિધારી મુનિમહારાજ પધાર્યા થોડા દિવસ એમણે ત્યા સ્થિરતા કરી. ચાતુર્માસને વાર હતી મહારાજના મનમા થયુ 'આ શેઠ પાસે સારી લક્ષ્મી છે, યદિ અહિ ચાતુર્માસ થાય તો લાભનો સભવ છે ઉપદેશ યોગે શેઠની લક્ષ્મીથી કેટલાકનુ ભલુ થઇ શકે, જ્ઞાનપ્રચારાર્થે પાઠશાળાઓ, બીજી હિતકર સસ્થાઓ સ્થપાવી શકાય ' મુનિશ્રીએ એક વખત શેઠને સહજ પૂછયુ, 'શેઠ તમારે પુત્ર કેટલા?' શેઠે કહ્યુ, 'મહાત્મન્! એક પુત્ર છે ' ફરી પૂછયુ, 'તમારે ત્યા લક્ષ્મીની કૃપા કેવીક છે!' શેઠે કહ્યુ, 'એક લાખ એ મારી મીલકત છે ' શેઠ તો ગયા, મહારાજશ્રીએ પોતાના અનુભવ મુજબ અહિ અભિપ્રાય બાધી લીધો, પોતે વીશ લાખ સાભળ્યા હતા જ્યારે આ એક લાખ કહે છે, તેમા તો કદાચ 'મહારાજ કહે તો વાપરવા પડે' એમ ધારીને જૂઠુ બોલે, પણ પુત્ર પણ એક જણાવે છે હા! કદાચ, એના મનમા ત્રણ કહેવાથી મહારાજ ; દીક્ષાનો વિચાર કરે તો, અસ્તુ, આવા

હૃદયવાળા શેઠ પાસે નામ લઈ શકાય એમ લાગતુ નથી ’ આવા વિચારે ગુરુમહારાજે બીજે દિવસે વિહારની તૈયારી કરવા માડી શેઠ સમજી ગયા કે મહારાજશ્રી મારો ભાવ સમજ્યા નથી શેઠ હતા ઉદાર, ધર્મપ્રેમી, વળી પદર વીસ દિવસથી ગુરુદેવની પ્રભાવક વાણી શ્રવણ કરી હતી, તેને પણ લાભ લેવાનો, લક્ષ્મીનો સદ્‌વ્યય કરવાનો વિચાર થયો હતો શેઠે મહારાજને વિનતિ કરી, ‘ ગુરુદેવ! ઉતાવળ શી છે? આપની વક્તૃત્વ લબ્ધિથી અનેક જીવો ધર્મ પામે છે, ચાતુર્માસને હજી વાર છે, કૃપા કરી પાચ દિવસ તો સ્થિરતા કરો ’ ગુરુએ વિનતિ માન્ય રાખી

### ગેહની સમસ્યા

એક બે દિવસ પછી વ્યાખ્યાન પૂરુ થવા આવ્યુ ત્યારે, ‘સર્વમગલ’ બોલવાને થોડી વાર હતી ત્યારે શેઠ કાઇ બોલવા માગતા હોય તેવો ડોળ કરી ઊભા થયા, સૌએ શેઠ સામે નજર કરી પણ શેઠ તો ઢચાક દઇને પડી ગયા! શેઠ હતા તો વૃદ્ધ, સીત્તેર બહોતેર થયા હતા પડે એટલે મોઢે ફીણ તો આવે જ સભા ગભરાટમા પડી ગામનો શ્રીમત, આગેવાન, ઉદાર શેઠ એને આમ થાય ત્યા ગભરાટ થાય એમા નવાઇ શી! એટલામા ત્યાથી તેનો એક પુત્ર પસાર થઈ રહ્યો છે, ઉપાશ્રય મેડા ઉપર છે, ત્યાથી નીચે જતા આવતા જોઇ શકાય છે, કોઇએ ઉપરથી તેને તેના બાપની આ હાલત કહી, ઉપર આવવા બૂમ મારી પણ પેલાને બાપની કયા પડી હતી? તેણે નીચેથી કહી દીધુ: ‘ મારે શુ લાગે વળગે છે? મારૂ એણે શુ ભલુ કર્યું છે? મારે કામ ધધો છે, હુ નવરો નથી, જે થાય તે થવા દો!’ સભા તો જોઇ રહી. ગુરુમહારાજ આ વસ્તુ નજરોનજર જોઇ રહ્યા છે, એટલામા બીજો છોકરો ત્યાથી પસાર થાય છે બજારનો વખત થાય એટલે જાય તો ખરોજ ને! તેને પણ

એ રીતે બૂમ મારવામા આવી. તેણે કહ્યુ 'એવા તો એને બહુ ઢોગ આવડે છે હવે પોલીસોએ તો પહોચ્યો કયા સુધી જીવવાનો છે? દશ દિવસ વહેલો મરશે તોય શુ થયુ! બજારની ઉથલપાથલ વખતે હુ તે ત્યા જાઉ કે આ ઢોગીના ઢોગને જોઉ!' થોડીવાર થઇ, ત્રીજો પુત્ર સહેજે ત્યા આવ્યો એનામા પિતાના સસ્કાર હતા ઉપાશ્રયેજ આવ્યો હતો, ગુરૂવદનેજ આવ્યો હતો તેને ખબર પડી, તેના દિલમા દુખ થયુ તરત તેણે પિતાના મસ્તકને ખોળામા લીધુ દાબવા લાગ્યો અને માણસોને, આસપાસનાઓને નામીચા ડોકટરો બોલાવવા કહી દીધુ એને ફીની, પૈસાની પરવા નહોતી એને જોઈતો હતો બાપને આરામ પેલો શેઠ હતો ધર્મી, તેને નાહક પૈસાનુ પાણી થાય એ ગમતુ નહોતુ એટલે ધીમે ધીમે બેઠો થયો 'શુ છે?' એમ પૂછવા લાગ્યો ઉચિત વ્યવહાર સૌ સાથે આચવી ઘેર ગયો મુનિશ્રી શેઠની આ સમસ્યા સમજી ગયા

ખોખરી હાડલી આ'!

મુનિ સમજી ગયા શેઠે પોતાને એક જ પુત્ર હોવાનુ કહ્યુ તે યથાર્થ જ છે બીજે દિવસે બપોરે શેઠ આવ્યા. ગુરૂ તથા શ્રાવક ખાનગીમા બેઠા ગુરૂ તથા શ્રાવકનો વ્યવહાર આવા હોય શેઠે કરેલી માયાનુ કારણ કહી ક્ષમા યાચી ગુરૂએ કહ્યુ 'શે૦! હુ તમારા હૃદયનો ભાવ સમજી શકયો નહોતો! વારૂ! તમે તમારા દ્રવ્યમા એકજ લાખ કેમ જણાવેલા? લોકો તો તમને વીશ લાખ રૂપૈયાના માલીક માને છે'

શેઠ—ગુરૂદેવ! એમા મને શુ લાગે વળગે? હુ કમાયો ગમે તેટલા પણ એ કાઇ સાથે આવવાના છે આજ સુધી ધર્મ માર્ગે, આપ જેવા ગુરૂઓની કૃપાએ માત્ર લાખજ ખર્ચ્યા છે, એટલે હુ તો લાખનોજ માલીકને!'

ભવ સઘળુય કમાઇયુ, કિસ્યુ આવ્યુ ભાગી,
ગાડુ ભરીને લાકડા, ખોખરી હાંડલી આગે.

એસી કરણી કીજીએ, તુમ હસે જગ રોય

ગુરુ શેઠને ઓળખી ગયા, એ આત્માની યોગ્યતા જોઈ શકયા પોતાના અભિપ્રાયમા પોતે કરેલી ઉતાવળ જોઇ શકયા ઉતાવળથી કપાસને પણ કદીક દર્હી મનાય છે ! મુનિએ હવે ચોમાસુ રહેવાનો વિચાર કર્યો શેઠે આ રીતે મુનિને ભેદ સમજાવ્યો લક્ષ્મી સાર્થક તેજ છે જે ધર્મમા વપરાય દુનિયા પણ યાદ તેને કરે છે કે જેણે બીજાનુ ભલુ કર્યું હોય માત્ર સ્વાર્થીજ જીવન ગાળનારને તો કોઈ યાદ કરશે નહિ ઊલટુ મુઆ પછી લોક બોલશે, 'દુનિયામાથી એક જુલમગાર ઓછો થયો !' મુદ્દો એ છે કે જીવન તથા ધર્મ, ઉભય પ્રશસનીય છે કે જેમા ધર્મ છે ધર્મ વિનાનુ જીવન, જીવન નથી ધર્મવાળુ જીવન જરૂર પ્રશસનીય છે એક કવિ, જીવન કેવુ જીવવુ જોઇએ તે જણાવતા કહે છે

જબ તુ આયા જગતમે, જગ હસે તુ રોય,
એસી કરણી કીજીએ, તુમ હસે જગ રોય

જન્મે ત્યારે પોતે રોવે અને જગત હસે પણ મરાય ત્યારે પોતે કૃતકૃત્ય થયેલ હોય તો હસતો જાય અને જગત એવાને માટે રડે, જીવ્યુ તેનુ પ્રમાણ જેણે જીવનમા ધર્મ ન કર્યો હોય, બીજાના ગળા કાપ્યા હોય, ખોટા સાચા કર્યા હોય, દુરાચારો સેવ્યા હોય, કુલવાન સ્ત્રી છતા ફાટી આખે બીજી સ્ત્રીઓને જોયાજ કરી હોય, જીવનભર જૂઠું બોલ્યો હોય, કાયમ અનેક પ્રકારે ચોરી કરી હોય, તે મરતી વખતે હસે શી રીતે ? એને તો એ વખતે એ બધું નજરે તરે, એની તો છાતી ફાટે, બીજાઓ હસે એ ખરૂ ! મરતી વખતે સીકદર હસ્યો કે રોયો ? કહો, રોયો ! અને પુણીઓ શ્રાવક, એ પરમ શ્રાવક હસીને

ગયો એવુ ક્યારે બને ? જીવનને ધર્મ મળે તો થાય. દાતારના દૃષ્ટાન્ત જૈનમાજ હોય એમ નથી, ઈતરમાં પણ છે માઘ કવિ, મહાદાતાર થયો કદી યાચક એની પાસેથી પાછો ન ફરે સ્થિતિ પલટાઈ, છતાય, ઘરેણા વેચીનેય, ચૂડીની ચીપ વેચીનેય તેણે યાચકને દીધુ છે, આગણેથી યાચકને પાછો વળવા દીધો નથી

સભામાથી૦ મરતી વખતે પશ્ચાત્તાપ થાય તો ?

ઠીક છે, પણ વળે શુ ? એ રાડ્યા પછીના ડહાપણથી વળે શુ ? ધણી મરવા પડે ત્યારે કાઈ ન કરે, ધણી મરે પછી સ્રીને થાય, ' હાય હાય ! કઠી વેચીનેય દવા કરી હોત તો ઠીક, ' પણ હવે તો નાડી ' રાડ્યા પછીનુ ડહાપણ ! એથી વળે શુ ! છતાય આગળના ભવમા કાઇક સુધારો તથા કર્મના રસમા કઇક ઘડાડો થાય પરતુ પ્રથમથી ચેત્યો હતે તો બેડો પાર થઇ જાત પેલા મુનિશ્રીએ ચાતુર્માસ કર્યું પોતાની વાણીથી અનેકને ધર્મ પમાડ્યો શેઠે પણ મુનિની વૃત્તિ જાણતાજ, સૂચન થતાજ કોથળી છૂટી મૂકી, લેવાય તેટલો લાભ લીધો

**એવો ધર્મ મનુષ્ય જીવનથી જ સાધ્ય છે.**

જીવન ધર્મ વિના શોભતુ નથી એ છે વિષયનો મુદ્દો સાધુ ગમે તેવા વિદ્વાન્ હોય પણ સયમનુ ઠેકાણુ ન હોય તો શોભે ? ન જ શોભે જિનાલય અતિ સુદર બનાવ્યુ હોય, ગગનચુબી શિખર હોય, કળશ પણ ચકચકિત હોય, સૂર્યને કહેતો હોય, ' તારૂ તેજ વધે કે મારૂ ? ' આવા મન્દિરમા પણ પ્રભુ પધરાવ્યા ન હોય, પ્રભુ પ્રતિષ્ઠિત ન હોય તો તે મન્દિર શોભે ? નજ શોભે કુલનુ જીવન મન્દિરના સ્થાને છે, ધર્મ છે ત્યા પધરાવવા યોગ્ય મૂર્તિના સ્થાને, ધર્મરૂપી મૂર્તિ જીવનમા પધરાવવી જોઇએ–અવશ્ય પધરાવવી જોઇએ એવો ધર્મ મનુષ્ય જીવનથી જ સાધ્ય છે

આવો ધર્મ મનુષ્ય જીવનથી જ સધાય છે સખ્યાતા

વર્ષોની મર્યાદાવાળા કર્મભૂમિના મનુષ્યોથીજ આ ધર્મ સધાય છે દેવનાથી ધર્મ સધાતો નથી, નારકીથી તો ધર્મ સધાયજ કયાથી ?

તિર્યંચથી પણ તેવો ધર્મ સધાતો નથી સંયમ ધર્મ માનવ સાધી શકે સ્થૂલિભદ્રે ધર્મ સાધ્યો, મોહના ઘરમા રહીને મોહને લાત મારી, ચોરાશી ચોવીશી સુધી નામ યાદ રહેશે માત્ર ભૂખ હળદરથી પીળા કપડા કરી પહેરી ફરવાથી ધર્મની સાધના નથી ધર્મની સાધના સંયમથી છે, ત્યાગ, વૈરાગ્યથી છે

પ્રશ્ન—જનાવર ધર્મ પામે ?

સંયમ નહિ, દેશથી વ્રતો પામે અતિથિસંવિભાગ નહિ, બાકીના અગ્યાર અગર તેમાથી કોઇ વ્રતો પામે તેવો સંયોગ મળે તો—મુનિનો ઉપદેશ, જાતિસ્મરણ આદિથી ધર્મ પામે

પ્રશ્ન—આજે ભરતમા તિર્યંચ ધર્મ પામે ?

તિર્યંચ ભરતમાજ છે એમ નથી મહાવિદેહ, ઐરવતમા પણ છે તિર્યંચ જાતિસ્મરણથી પણ ધર્મ પામે, વિદ્યાચારણાદિ મુનિ કે અન્ય મુનિના યોગે પણ ધર્મ પામે, મુનિમા તેવી લબ્ધિ હોય, ઉપદેશ દે જેથી તિર્યંચ પણ વ્રત લે, પણ તે સંયમ ધર્મ ન સાધી શકે અરે છઠ્ઠે આરે પણ જીવ તેવા કોઇ મુનિના સંયોગે, બહારથી આવી ચઢેલા મુનિના યોગે કે જાતિ સ્મરણથી મનુષ્ય સમકિત પામે સર્વવિરતિ ધર્મ પામે તેવી તો સ્થિતિજ નથી જ્યા માછલા ખાવા પડે તેવી એ જીવનની હાલત હોય છે

જેનાથી શાશ્વત જીવન પમાય એવો ઉચ્ચ કોટિનો ધર્મ તો મનુષ્ય જીવનથીજ સાધ્ય છે આવી રીતે જેઓ જીવન તથા ધર્મનો સંબંધ સમજી, શાશ્વત જીવન સંપાદન કરવા, તેવુ જીવન અપાવનાર સંયમ ધર્મને આરાધશે, સામર્થ્યભાવે ક્રમશ વિરતિ આદરશે તેઓ પરિણામે સંયમ પામી અક્ષય જીવન મેળવશે જેઓ જીવનને તેવા ધર્મમા કેળવશે તેઓ તેવુ જીવન મેળવશે

લાલબાગ જૈન ઉપાશ્રય, ભૂલેશ્વર મુંબઈ
પોષ વદ ૧૩ રવિવાર વિ સ. ૨૦૦૩

# મુક્તિનો માર્ગ

કોટિશ નમસ્કાર હો તે શ્રુતજ્ઞાનને !

વાચકવર શ્રીમદ્ ઉમાસ્વાતિજી મહારાજા શ્રી તત્ત્વાર્થસૂત્રના પ્રથમ સૂત્રમા મુક્તિના માર્ગનુ પ્રતિપાદન કરતા સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રને બતાવે છે મુક્તિમાર્ગનુ વાચક આ સૂત્ર છે, सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः । સૂત્ર છે વાચક, મુક્તિ માર્ગ છે વાચ્ય, શબ્દ હમેશા વાચક જ હોય જ્યારે અર્થજ વાચ્ય હોય, જે કહેવાનુ હોય તે વાચ્ય અને જે કહે તે વાચક અહિ જ હુ જે શબ્દો બોલી રહ્યો છુ તે તમામ વાચકો કહેવાય અને ભાવ નીકળે તે વાચ્ય જરૂરત તો વાચ્યની જ છે, પણ વાચક વિના વાચ્યને કહે કોણ ? વાચક વિના, શબ્દો વિના, વાચ્યનુ જ્ઞાન થાય જ નહિ વાચ્યનુ જ્ઞાન કરાવવામા અનહદ ઉપકાર હોય તો શબ્દોનો છે, શ્રુતજ્ઞાનનો છે, એવા શ્રુતજ્ઞાનને કોટિશ નમસ્કાર હો ! જગતભરના જીવોને શ્રુતજ્ઞાને ઉપકાર કર્યો છે, કરે છે ને કરશે કે જે ઉપકાર ન તો કેવલજ્ઞાન કરી શકે છે, ન તો મનઃપર્યવજ્ઞાન કરી શકે છે, ન તો અવધિજ્ઞાન કરી શકે છે કે ન તો મતિજ્ઞાન કરી શકે છે બીજા બધા જ્ઞાનો મૂગા છે જ્યારે શ્રુતજ્ઞાન તો બોલતુ છે જીવને મુક્તિ ભણી ચાલતુ બનાવનાર શ્રુતજ્ઞાન છે કેવલજ્ઞાન એ કામ

નથી કરતુ, પછી મુક્તિને ભેટાવી દે એ વાત અલગ પણ માર્ગમા ચલાવનાર તો શ્રુતજ્ઞાન જ છે.

સભામાથી પ્રશ્ન મતિજ્ઞાનને કેવુ ગણવુ ?

એ પણ મુગુ જ મતિજ્ઞાનની વ્યાખ્યા કરનાર, તેના પ્રકારાદિ કહેનાર તો શ્રુતજ્ઞાનજ છે ને!

### શ્રુતજ્ઞાનને ચલાવનાર પૂજ્ય મુનિવરો છે

આવા ઉપકારી શ્રુતજ્ઞાનને અવિચ્છિન્નપણે ચાલુ રાખનાર ગુરૂમહારાજઓ, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુઓજ છે ગુરૂનો ઉપકાર એટલાજ માટે મહાન્ છે ભગવાન પોતે તો તેમની હયાતિ દરમ્યાન કહે પણ પછી શાસનમા શ્રુતજ્ઞાનને ચાલુ રાખનાર નિર્ગ્રંથ મુનિઓજ છે તેમનોજ ઉપકાર છે પ્રભુ શ્રી મહાવીરદેવનુ આ શાસન છે એટલે એમનીજ વાત કરીએ તેમની હયાતીમાય તેમની મારફત શ્રુતજ્ઞાનના ઉપકારની સમય મર્યાદા કેટલી? પ્રભુ ત્રીશ વર્ષ તો ઘરમા (ગૃહસ્થપણામા) રહ્યા, સાડી બાર વર્ષ છદ્મસ્થાવસ્થાના ગયા એટલે થયા સાડી બેતાલીશ વર્ષ, બાકી રહ્યા સાડી ઓગણત્રીશ વર્ષ તેટલો કાળ તેઓશ્રીએ પોતે કરેલ શ્રુતજ્ઞાનનો ઉપકાર ખરો, પણ પછી શાસનમા તે શ્રુતજ્ઞાનને પ્રવર્તમાન રાખનાર તેમના શાસનના શ્રમણોજ, મુનિઓજ છે ને?

### મુક્તિપ્રેમમાજ કુશળક્ષેમ છે

તાત્પર્ય કે બોલાતું જ્ઞાન શ્રુતજ્ઞાન જ છે, મુક્તિમાર્ગમા ચલાવનાર એજ જ્ઞાન છે અને એ જ્ઞાનનો ટકાવ, પ્રચાર મુનિવરોથી છે સંસ્કૃત ભાષામા મુક્તિમાર્ગ નિદર્શક આ સૂત્ર પહેલામા પહેલુ રચનાર, સર્વથી પ્રથમ યોજનાર વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજ જ છે તત્ત્વાર્થ સૂત્રની પહેલા, કોઇ

સૂત્ર સંસ્કૃત ભાષામા મળતુ નથી વાચકવર શ્રી ઉમાસ્વાતિજીએ આ પ્રથમ સૂત્રમા મુક્તિનો માર્ગ બતાવ્યો છે મુક્તિનો માર્ગ બતાવવા પહેલા મુક્તિની સિદ્ધિ થવી જોઈએ પ્રથમ રખાયેલા વ્યાખ્યાનમા મુક્તિની સિદ્ધિ કરવામા આવી છે અને તેને અંગે એટલુ બધુ કહેવામા આવ્યુ છે કે હવે વધારે કહેવુ તે પિષ્ટપેષણ જેવુ થાય તથાપિ વિષયસંકલનાના સામાન્ય નિયમ તરીકે થોડુંક કહેવુ જોઇએ

મુક્તિ એ ધર્માત્માઓના હૃદયનો બેનમુન હાર છે અહિં બેઠેલાઓ( ઉપસ્થિત શ્રોતાઓ )નો મુક્તિ તરફ જ વિહાર છે મુક્તિ કહો, મોક્ષ કહો, કર્મપ્રહાર કહો, એક જ છે કર્મપ્રહાર મુક્તિનો પ્રેમ જ કરી શકે છે, મુક્તિના પ્રેમ વિના કર્મનો પ્રહાર થઇ શકતો નથી મુક્તિનો પ્રેમ જ પોતાના સંસારનો સંહાર કરી શકે છે કહો કે સંસારનો સંહાર મુક્તિના પ્રેમથી છે, ધર્મમા વિહાર મુકિતના પ્રેમથી છે, આચારનો પ્રચાર પણ મુકિતના પ્રેમથી છે એક બીજાના કલેશથી પાછા ફરી મૈત્રી ભાવનાની વિચારણા જાગે, તેવો ભાવ થાય તે ત્યારે જ બને કે જ્યારે મુકિત પ્રત્યે પ્રેમ હોય મુકિતનો પ્રેમ દુનિયાના અનેક પ્રકારના વહેમોને રસાતલ કરનાર છે આત્માનુ કુશળક્ષેમ મુકિતના પ્રેમમા જ રહેલુ છે

વહેમના વમળોને વિદારનાર મુક્તિ છે

દુનિયાના વહેમો કુશલક્ષેમનો નાશ કરે છે વિષયો વહાલા, કષાયો સારા, દુનિયા આજ માની રહી છે, એ ભ્રમ છે, વહેમ છે, એમા કુશલક્ષેમનો નાશ ન હોય તો શું હોય? બીજાના નાશની પ્રવૃત્તિ સંસારમા ચાલી રહેલી છે ત્યા ક્ષેમ કે ક્ષેમ વિઘાતક વહેમ? ફાવે તેવુ વાકય ઉચ્ચારી અન્યોને દુખ આપતા ન અચકાયા, સ્વચ્છંદી પ્રચારથી તથા તેવા આચારથી અનંતાને છૂધા, તેવા જ વિચારોથી જગતના જીવોને અનંતી

વાર જન્મમરણથી જન્માવ્યા, માર્યા, વિચારો કે દુનિયાની વૃત્તિ, વાણી, તથા પ્રવૃત્તિ કઈ છે? સુદેવ, સુગુરૂ, સુધર્મને શાથી ધારણ ન કર્યા? કહો, દુનિયાના વહેમોથી સકલ પ્રવૃત્તિને શોભાવનાર, કુશલક્ષેમને અપાવનાર, વહેમોના વમળોને વિદારનાર એકજ સ્થાન છે મુકિત, એક જ વસ્તુ છે મુકિત, અને એક જ પ્રેમ છે મુકિતનો.

એ મુક્તિ, મુક્તિ નથી!

અહિં મુક્તિની વાત માત્ર શબ્દથી નથી, ભાવથી છે, દેશના બન્ધનની મુક્તિ હજારો હોમાઇને, હજારોના ખૂનની નદીઓ વહેવરાવાઇને મળે તેય નિશ્ચિત નહિ, મળ્યા પછી બીજો પડાવી પણ લે, અહિં એ મુક્તિનો ઉલ્લેખ નથી એવી મુક્તિ વસ્તુત મુક્તિ નથી દુરાચાર સેવનારી પતિથી છૂટાછેડા કરે તેમા મુક્તિ માને છે, મારી મુકિત થઇ કહે છે ને! એ મુક્તિ છે કે ન ફાવ્યુ ત્યાથી છૂટાછેડા કરવાની યુક્તિ છે? જેની સાથે પવિત્ર કોલકરારથી બધાય, લગ્ન કરે, પાછળથી દુ ખ આવે, ન ફાવે સ્વચ્છંદી બનવુ હોય, છુટાછેડા કરે, એ કહે કે 'છૂટી—મારી મુક્તિ થઇ,' પણ એ મુકિત મુકિત નથી, અહિંથી છૂટીને જ્યા ફાવે ત્યા બીજે માડે, આને મુકિત કહેવી એ મૂર્ખતા છે અહિં જે મુકિત માટે નિર્વાચન કરવાનુ છે તે મુકિત એ છે કે જ્યા પારતન્ત્ર્યનુ નામનિશાન નથી, જન્મમરણજ નથી, શરીર નથી, આત્મ આત્મસ્વરૂપે સ્થિત છે, જ્યા અન તસુખ છે મુકિત પામનાર મુકતો એજ સિદ્ધો મુકિત મેળવનારાઓનુ શ્રી અરિહ તદેવો પણ શરણુ સ્વીકારે છે અરિહ તદેવ પૂજા કરે (ગૃહસ્થપણામા) તો કોની કરે? શ્રી સિદ્ધની અરિહ ત અરિહ ત થયા તે પણ સિદ્ધના શરણેને! શ્રી અરિહ તદેવ करेमि भंते નથી કહેતા, પણ नमो सिद्धस्स કહે છે

પ્રશ્ન—ત્યારે મુક્તિ અને છૂટાછેડામા ફરક જ ને!

ધણીથી છૂટાછેડા કરનારી 'છૂટી, મુક્તિ થઇ' એમ કહે છે પણ તે મુક્તિ નથી અહિ ઉલ્લેખ વસ્તુત. મુક્તિનો છે દુનિયા મુક્તિને સામાન્ય અર્થમા લે છે કે, 'છૂટા થવુ,' કબૂલ, પણ પછી? છુટા થઇને રહેવુ કેમ? એક ખીલે ભેસને બાધી છે, જોર કરી દોરડુ તોડી નાઠી, માને છે કે, 'છૂટી, મુક્તિ થઇ,' આ અર્થવાળી મુક્તિથી ખુશ થનારી જૈન દુનિયા નથી, મૂર્ખ દુનિયા ખુશ થાય એ ખરૂ દોરડુ તોડી ભેસ છૂટી તો ખરી, બીજે બાપ મળ્યો, બાધી, પછી મુક્તિ કયા રહી? બારે ભોગથી દેશની સ્વતત્રતા મેળવી, વળી કોઇ જબરો ચઢી આવે, દેશને પડાવી લે, રાજ્ય કરે ત્યા મુક્તિ કયા રહી? એ તો 'પુનરપિ મુક્તિ પુનરપિ બધન' થયુ એવું તો અનાદિથી ચાલે છે, અનતી વાર કર્યું, કરી રહ્યા છીએ

જેના વિષે કર્મોથી મુક્ત થવાય તે મુક્તિ

એક માણસે દેશની સ્વતત્રતા ખાતર લોહીની નદીઓ વહેવરાવી, યુદ્ધો કર્યા, કેઇકને માર્યા, દેશને સ્વતત્ર કર્યો, બીજા દેશને પાયમાલ કર્યો, નારાજ કર્યો પછી મરીને ત્યાજ પેદા થયો તો શુ થાય? પોતાની આફત પોતેજ ઊભી કરીને? આવી મુક્તિ-છૂટા છેડાની બરોબરીવાળી મુક્તિની અહિ વાત નથી એ મુક્તિ મૂર્ખાઓની છે, મૂર્ખાઓએ માનેલી છે અહિં વાસ્તવિક મુક્તિની વાત છે, એ મુક્તિ કઇ? એનુ લક્ષણ આ છે मुच्यन्ते कर्मभिर्जना यस्या सा मुक्तिः ॥ એકવચનમા मुच्यते થાય, બહુવચનમા मुच्यन्ते થાય અહિ એકની જ, (મારા એકલાનીજ) વાત નથી, આપણા બધાયની મુક્તિની વાત છે જેના વિષે કર્મોથી મુક્ત થવાય તે મુક્તિ આઠેય કર્મોના સદ ન્તર નાશથી મળનારી મુક્તિ માટે આ પ્રવચન છે જે મુક્તિની

વાત છે ત્યા એક પણ કર્મ નથી, કર્મનો અણુ પણ નથી જ્ઞાનાવરણીય દર્શનાવરણીય કર્મ નાશ પામેલુ હોય એટલે ત્યા અનત જ્ઞાનદર્શન ઝળહળતા હોય, સાતા અસાતા વેદનીય કર્મના ક્ષયથી ત્યા અનંત સુખ વિદ્યમાન છે મોહનીય કર્મના મરી જવાથી (તેના સહારથી) મૂઝવણની ઝીણામા ઝીણી માત્રા પણ આ મુકિતમા નથી આ મુકિતમા ત્યારે છે શુ ? બસ ' આનન્દ ! આનન્દ ! ! ને આનન્દ ! ! ! આ મુકિતમા સતત આનન્દ, અહિ અનન્ત જીવન, અક્ષય જીવન છે કેમકે આયુષ્ય કર્મના પોતાનાજ આયુષ્યનો અત આવ્યો છે અર્થાત્ તે પોતેજ નાશ પામ્યુ છે નામકર્મનો નાશ થવાથી આ મુકિતમા જીવ અમૂર્ત છે, ગોત્ર કર્મના નાશથી જીવનો ઊંચા નીચાપણાનો પલટો ચાલ્યો ગયો છે, ખતમ થયો છે, ત્યા અગુરૂલઘુત્વ છે જ્યા અનતજ્ઞાન છે, અનતસુખ છે, અનતજીવન છે, અનત-વીર્ય છે એ સ્થાનનુ નામ છે મુકિત, એ મુક્તિના માર્ગ માટે આજનુ પ્રવચન છે

### વાસ્તવિક મુક્તિનો માર્ગ રત્નત્રયીજ છે

### તેમા પ્રથમ દર્શનજ હોય

જે મુકિતનુ સ્વરૂપ કહેવામા આવ્યુ, જે મુકિતની ઇચ્છા છે તે મુકિતનો માર્ગ નિર્દેશ કરતા શ્રી ઉમાસ્વાતિજી વાચકવર કહે છે, 'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः' મોક્ષ કહો કે મુકિત કહો, એકજ છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર, આ ત્રણેય એટલે રત્નત્રયી, એ છે મોક્ષનો માર્ગ; મોક્ષનો માર્ગ એજ છે, રત્નત્રયીજ છે શુદ્ધ શ્રદ્ધા હોય, સુન્દરમા સુદર, સમીચીન એવુ જ્ઞાન હોય, જેનાથી આગળ કાઇ ન હોય એવુ ઉચ્ચ ચારિત્ર હોય, આ ત્રણ હોય

તો તે મુક્તિનો માર્ગ છે આ ત્રણમા વિહરનારો મુક્તિ માર્ગનો પથિક છે ક્રમમા પ્રથમ દર્શન, જ્ઞાન પછી થાય. પ્રથમ મોક્ષની શ્રદ્ધા પછી તેનુ જ્ઞાન મુક્તિ માર્ગ કહેનારનેય પ્રથમ તો દર્શનજ થાય, જ્ઞાન તો પછી વાણી શ્રવણથી થાય અને પરમ સદાચાર, ચારિત્ર તો છેલ્લે આવે. લોકવ્યવહારમા પણ એ જ ક્રમ છે મહાત્મા પાસે જાઓ તો પ્રથમ તો દર્શનજ થાય, તત્ત્વજ્ઞાન તો પછી થાય મહાત્મા બોલે. પછી જ્ઞાન થાય અને સહવાસ બાદ ચારિત્ર આવે અહિ નવો આવે તે પ્રથમ તો દર્શનજ કરે ને! મદિરમાં જાઓ, પ્રથમ દર્શનજ! આવા વ્યવહારથી પણ સીધી વાત છે કે પ્રથમ દર્શનજ હોય. સમ્યગ્દર્શન એ મુક્તિ મહાલયનો દરવાજો છે દરવાજોજ પ્રથમ દેખાય ને! વ્યવહારુ દ્રષ્ટાન્તો પણ એજ સમર્થન કરે છે વિદ્યાર્થીએ શિક્ષક પર પ્રથમ વિશ્વાસજ રાખવો જોઇશે. ગ્રાહકે વેપારીની પત ધારવીજ પડશે વેપારીએ ગ્રાહકની પતી જ રાખવી પડશે, તોજ સોદો થશે વૈદ્યની દવા લેતા પહેલા વૈદ્યપર શ્રદ્ધા રાખવીજ પડશે શ્રદ્ધા વિના લેવાયેલી દવા અસર કરે ? ન કરે. અહિ પણ શ્રદ્ધા ન હોય તો ગુરૂમહારાજ ગમે તેટલુ બોલે પણ સાભળેલુ ખખેરી નાખે

પ્રશ્ન શ્રદ્ધા વિનાય વૈદ્યની દવા, ફાયદો તો કરે છે

એ વૈદ્યને બોલાવ્યો ત્યારથીજ શ્રદ્ધા સિદ્ધ થઇ ગઈ એ વૈદ્યે પોતાના બાપને, દાદાને, પરદાદાને, અમુકને તમુકને વ્યાધિથી રહિત કર્યા છે આટલીય શ્રદ્ધા છે તો બોલાવાય છે ને! એય ન હોય છતાય આ તો એફ આર સી એમ છે, એમ ડી. છે, માટે તેને બોલાવો ત્યાય તે ડીગ્રી પર થઈ તો શ્રદ્ધાને! વૈદ્ય કે ડાક્ટરની નામના હોય અને બોલાવાય ત્યાય સિદ્ધિ તો શ્રદ્ધાનીજ છે

## ' માર્ગ ' શા માટે કહ્યો તેને અ ગે કોઇક આચાર્યની એક કલ્પના.

જેની દવા કોઇ લેતુ નથી તેને કોણ બોલાવે છે વિના શ્રદ્ધાએ હવા અસર ન કરે વિના તપાસે જેની તેની દવા પણ ન થાય ભણતર પણ લેવાય જે અવળુ ન ભણાવનો હોય વ્યાખ્યાન પણ તેનુ સ ભળાય જે ઉંધુ ન વેતરતો હોય ઉત્સૂત્રભાષીનું વ્યાખ્યાન ન સ ભળાય મુદ્દો એ છે કે સૌથી પ્રથમ શ્રદ્ધા જોઇએ, પછી સુદર જ્ઞાન જોઇએ અને પછી ज्ञानस्य फल विरतिः વિરતિ ( ફલ ) જોઇએ, આ ત્રણ હોય ત્યા તે મોક્ષમાર્ગ અહિં ' માર્ગ ' કેમ કહ્યો તેને અ ગે કોઇ એક આચાર્યની કલ્પના આ મુજબ છે આપણુ સમકિત ઉપશમ ભાવનુ તથા ક્ષયોપશમ ભાવનુ છે, જ્ઞાન પણ ક્ષયોપશમ ભાવનુ છે તથા ચારિત્ર પણ ક્ષયોપશમ ભાવનુ છે એનાથી મુકિત મળે નહિ ક્ષાયિક ભાવના દર્શન, જ્ઞાન તથા ચારિત્ર આવે ( થાય ) ત્યારે મુકિત મળે ક્ષયોપશમ ભાવમા પ્રવેશ એટલે ચાલવા માડયુ માટે માર્ગ કહ્યો ગમે ત્યા જવા માટે ચાલવા માડયુ એટલે માર્ગે પડ્યા એ તો ખરૂ ને ! ત્યા પહોચાય પછી માર્ગ ન કહેવાય ક્ષયોપશમ ભાવના દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ માર્ગે ચાલતા ચાલતા ધીરે ધીરે તે ક્ષાયિક ભાવના થાય, મિથ્યાત્વ સર્વથા ક્ષય પામે, જ્ઞાનાવરણીયનો સર્વાશે નાશ થાય, દર્શનાવરણીયનો તેજ રીતે અ ત આવે, મોહનીયનો સદ તર સ હાર થાય એટલે તો મુકિત મળે. યત अनेकजन्मसस्कारात् ससिद्धि ॥ ચાલવા માડયુ એટલે માર્ગે પડ્યા કહી શકાય

## ' માર્ગનો ' લક્ષ્યાર્થ—

આ એક કલ્પના છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્ ચારિત્ર, એ ત્રણ, મોક્ષમાર્ગ એ ત્રણેય પૂરા સમ્યક્ હોય તો તો બીજે સમયે મોક્ષ મળે. આમાનુ કયુ તત્ત્વ સમ્યક્ છે? સમ્યગ

દર્શન, ક્ષાયિક ભાવનુ છે? ના સમ્યગ્જ્ઞાન, કેવળજ્ઞાન છે? ના. સમ્યક્ ચારિત્ર, યથાખ્યાત ચારિત્ર છે? ના સમ્યક્પણામા મિથ્યાત્વની અપેક્ષાએ સમ્યગ્ હોવા છતા જોઇએ તે રીતીના અભાવે ખામી છે ત્રણેય સમ્યક્ આવે તો તો બીજે સમયે મુક્તિ છે 'માર્ગ' એકવચનમા છે પણ સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્ર સાથે લઇ ત્યા બહુવચનનો પ્રયોગ કર્યો છે, માર્ગનો અર્થ સાધન છે કલ્પનાને વિચારી ગયા, હવે લક્ષ્યાર્થથી એ વસ્તુ વિચારીએ એક દહીંનો માલીક ઘરથી બહાર જતી વખતે, ઘરનાઓને, (જે હોય તે સ્ત્રી, પુત્ર કે નોકર વિગેરેને) કહેતો ગયો કે 'काकेभ्यो दधि रक्ष्यताम्' કાગડાઓથી દહિનુ રક્ષણ કરવુ વાત એમ હતી કે ત્યા કાગડાઓ બહુ ઉડતા હતા માટે તેણે કાગડાને ઉદ્દેશી કહ્યુ એથી બીજાને દહીં ખાવા દેવાય એમ તો નહિને! પેલા મૂર્ખાઓ ન સમજે અને કૂતરાને ખાવા દે તો! કોઈ લફ્ફુ જેવો ભીખારી આવીને ખાવા માડે અને પેલા ન રોકે તો! કહો એ મૂર્ખા છે, કહેનારનો ભાવ સમજ્યા નથી काकेभ्यो એટલે दध्युपघातकेभ्यो સમજી લેવાનુ હોય 'દહીંના ઉપઘાતક તમામથી રક્ષણ કરવુ ' એવો અર્થ છે અહિ પણ લક્ષ્યાર્થ વિચારીએ વ્યુત્પત્યર્થ मुच्यते कर्मभिर्यस्यामिति मुक्ति અર્થાત્ જે ઠેકાણે કર્મથી મૂકાવુ તે મુક્તિ માર્ગ એટલે રસ્તો મુક્તિ એ સિદ્ધશિલા સ્થાનના અર્થમા લઇએ તો 'માર્ગ' શબ્દ સુસગત છે સ્વરૂપાવસ્થાન જે મુક્તિ, તે મુક્તિમાં ઘટે નહિ, સિદ્ધશિલામા જતા ભલે સમય માત્ર પણ ગમન ક્રિયા તો છે જ માટે ત્યા 'માર્ગ' શબ્દ ઘટે છે એ સ્થિતિ તો ચૌદમા ગુણસ્થાનકને અતે છે અમદાવાદથી મહેમદાવાદ જવાનુ માટે વચ્ચે રસ્તો, તેમજ સરસપુરથી સારગપુર વિગેરે માટે સમજી લેવુ ઉમાસ્વાતીજી મહારાજ પોતેજ ભાષ્યમા તેનો ખુલાસો કરે છે આ વિષય ગહન છે, એના ઉપર દિવસો સુધી વ્યાખ્યાન

ચાલે પણ તમે મારી સાથે ચાલી શકો (સમજી શકો) તેમ ન હોઇ એ ઝીણવટમા ઉતરવુ બધ રાખીએ જૈનશાસન અતિ બારીક છે પામનારા, સમજનાર, પરીક્ષક કેટલા? ઘણા થોડા ગીતાર્થ ગુરૂ કાયમ કહી શકે એવુ ઝીણુ સ્વરૂપ છે પણ એવું સ્વરૂપ સમજનારા, મનન કરનારા, નિદિધ્યાસન કરનારા કેટલા?

## જૈનને શુ રૂચે અને શુ ખુચે?

આપણો વિષય મુકિતના માર્ગનો છે સમ્યગ્દર્શન, સમ્યગ્‌જ્ઞાન, સમ્યક્ચારિત્ર ત્રણેય મળી મુકિતનો માર્ગ થાય અહિ સમ્યક્‌ની વાત છે દેવ તો 'સુ,' ગુરૂ તો 'સુ,' ધર્મ તો 'સુ' તેજ રીતે દર્શન પણ સમ્યક્, જ્ઞાન પણ સમ્યક્, ચારિત્ર પણ સમ્યક્ આ દર્શનને અસુદર, અશોભનિક કાઈ ગમતુ જ નથી જ્યા સુંદર રૂચવાપણું છે, અસુદર ખુચવાપણુ છે ત્યા છે જૈનત્વ. જૈનને સુંદર (ઊંચુ) રૂચે, અસુંદર (નીચુ, હલકુ) ખુચે એમ ન થાય, ત્યા જૈનત્વ કેમ મનાય? જૈનને સુદર તત્ત્વો રૂચ્યા વિના રહેજ નહિ, અસુદર તત્ત્વો ખુચ્યા (ખટકયા) વિના રહેજ નહિ આ છે લક્ષણુ જૈનત્વનુ આ સ્થિતિ છે? પોતે પોતાને જ પૂછો! જ્યા 'સુ' પણુ, જ્યા 'સુંદરપણું' ત્યા જૈન વધારે ઝુકે

## માત્ર બહારના દેખાવથી અજાનારાઓ પાગલ છે

એક રાજા ફરવા નીકળ્યો છે ફરતા ફરતા થોડે દૂર જ ગલમા જઇ પહોચ્યો ત્યા એક ઝાડ તળે એક ભીખારણુ બેઠી હતી વસ્ત્રોનુ ઠેકાણુ નહોતુ, ફાટ્યા તૂટ્યા વસ્ત્રો જેણે ધારણુ કર્યા છે એવી આ ભીખારણુ સુદર રૂપવાળી હતી, દેખાવડી હતી રાજા આને જોઇને ભાન ભૂલ્યો મોપાઇને હુકમ કરી તેણીને ઘોડા ઉપર લઇ લીધી, નગરમા લઇ ગયો, અ ત પુરમા રાખી લીધી,

રાણી બનાવી દીધી ! મિનિટોમા મામલો ફરી ગયો, ઘડી બે ઘડીમા તમામ સ્થાન ફરી ગયુ જ ગલમા રખડતીને મહેલ મળ્યો, ફાટ્યા તુટ્યા વસ્ત્રોય જેણીને નહોતા મળતા તેણીનો દેહ હીરચીરથી ઢ કાયો, શરીર સુવર્ણ તથા ઝવેરાતના કિ મતી અલ કારોથી શોભવા લાગ્યુ, તુચ્છ અન્નના એ ઠાજૂઠા ટુકડા માગી ખાનારીને સોના ચાદીના ભાજનોમા સુ દરમા સુ દર, સ્વાદિષ્ટમા સ્વાદિષ્ટ રસોઇ મળવા લાગી તેણીને આ કોણે આપ્યુ ? રૂપે ! રૂપ પણ એક પ્રકારનો ગુણ છે એકાદ આવા બાહ્ય ગુણથી બાહ્ય જીવનનો આવો પલટો થાય, મહેલમા પહોચી જવાય તો અ તર ગુણ આત્મામા પરિણમી જાય તો શિવ મહેલમા જઇ વસાય તેમા નવાઈ શી ? જૂઓ, ખૂબી કે રાજા તો આ રખડતીને બનાવેલી રાણીમા અ જાઇ ગયો છે, તેણીને તે ઘણી સારી રીતે રાખે છે, અ ત પુરમા પણ ઊચે દરજ્જે મૂકી છે આટલુ છતાય પેલીનુ દિલ ખુશ થતુ નથી રાજા તેણીને રીઝવવા, રાજી રાખવા ખાનપાન, હીરચીર, કિ મતી અલ કારો, માનસન્માનાદિથી તમામ પ્રયત્નો કરે છે છતાય તેણી પ્રસન્નચિત્ત જણાતી નથી કયા કારણે તેમ છે તે જોઇશુ પણ રાજા આવા પાત્ર પાછળ મોહવશ પાગલ બન્યો છે માત્ર બહારના દેખાવથી અ જાઈ જનારાઓ અજ્ઞાન છે, પામર છે

## જૈનને તે ન પોષાય

આવા સ્થાને જે કાઇ કહેવાય ત્યા કેટલાકને સ કુચિત વૃત્તિ લાગે છે કેટલાકો કહે છે, ' સ કુચિત વૃત્તિ ન ચાલે, તમારામા સ કુચિત વૃત્તિ છે, બીજે વિશાલ વૃત્તિ છે ' વાત ખરી છે અહિ સ કુચિત વૃત્તિ જ છે, અહિ મર્યાદા છે ભગવાન કહે તેમજ વર્તવાનુ છે જૈન તે જ કહેવાય કે જે શ્રી જિનેશ્વર ભગવાન કહે તે જ માને, ત્યા જ ઝુકતો હોય બહારના દેખાવથી અ જા

નાના નાલાયક અજ્ઞાનોને શ્રી જિનવાણીનુ સુદરમા સુદર વ્યાખ્યાન ન રૂચે ત્યા કહે કે, ' ચાર દીવાલોમાની એ સકુચિત વૃત્તિ છે ' જૈનત્વનુ ભાન નથી માટે એમ બોલાય જૈન જ્યા ત્યા ન ઝૂકે, જે તે વમળમા ન અટવાય કુદેવ, કુગુરુ, મિથ્યા વાણી પ્રચારકની પ્રશસા મુક્તકઠે જૈન ન કરે ' દુનિયા ઝુકતી હય ' એ ખરૂ પણ જૈનને તે ન પોષાય, પોતાનુ ખોઇને ગમે તેની વાહવાહ ન બોલાય

પ્રશ્ન—જૈન દૃષ્ટિની વિશાલતા આવી ?

એમ પૂછો કે જૈન દર્શનની સકુચિતતા આવી ? કહેનારાઓ સકુચિત વૃત્તિનું આરોપણ કરે છે માટે પ્રશ્ન તેવા પ્રકારનો હોવો જોઇએ, બાકી જૈન ધર્મ જેવો વિશાલ ધર્મ ( વિશાલ દૃષ્ટિવાળો ધર્મ ) બીજો કોઇ નથી દુનિયાભરની દૃષ્ટિ એમા સમાઇ જાય. સાગરમા બધી નદીઓ સમાઈ જાય એનો અર્થ એ નથી કે જેની તેની પ્રશસા કરવી, જ્યા ત્યા માથુ ઝુકાવવુ પાપનો જ પ્રચાર કરાતો હોય ત્યા ભળી જવુ જીવોની હત્યા કરવાનુ કહેવાતું હોય ત્યા હિંસા ન માનવી ' જીવોને ન મારવામા ધર્મ નથી એમ કહેવાતું હોય ' એવા પાપ પ્રચારની કે એવા પાપાત્માની પ્રશસા કરવી બાહ્ય સામાન્ય બાહ્ય ત્યાગનો ભપકો જોઇ ઉલ્લુ પથી બની જવુ આ વિશાળતા નથી જૈનની વિશાલતા જુદી જ છે. શત્રુનું ભલુ ઇચ્છે તે જૈન સામો પચાસ ગાળો દે તોય શું થયું ? માથાના વાઢનારનું ય જૈન તો હિત જ ચિંતવે, જીવતી ખાલ ઉતારનારનુ ય ભલુ ઇચ્છે જૈન ધર્મની દૃષ્ટિની વિશાલતામા પ્રાણી માત્ર, ષટ્ જીવ નિકાય, નિગોદ આદિ તમામ જેમા આવી જાય છે એ દર્શન તમામ જીવોના શ્રેયાર્થે જ છે પાપી કે પાપનો પ્રચાર કરનાર માટે ય જૈન તો ઇચ્છે કે એને સાચો ધર્મ મળે, બાહ્ય ત્યાગ કદાચ હોય તો જૈન ઇચ્છે કે તેને પ્રભુ શાસનનો સાચો ત્યાગ પ્રાપ્ત થાય

પ્રશ્ન—શાઇબ ધ સાથે ઠચાઈ ગયા હોઈએ ત્યા નમવુ પડે તો ?

ખરો ટેકીલો જૈન તેમ ન ઝુકે, ન નમે. હૃદયમા વિરાજનાર શ્રી જિનેશ્વર દેવ તથા જૈન શાસન વધે કે મિત્ર તથા લૌકિક વ્યવહાર વધે ? ત્રણ લોકના નાથ હૃદયમા વિરાજમાન હોય તેની શરમ વધે કે બામટાની શરમ વધે ? કોઇ સ યોગે કોઇને તેમ કરવુ પડે તો ત્યા પામરતા જાણે, બીજો બચાવ ન હોય. કૂવા જ્યા હોય ત્યા ડુબી ન મરાય. કૂવાને બ ધ હોય. સાગરમા બધું સમાય. જૈન દર્શન સાગર છે? વિશાલ છે, ગભીર છે. ગભીરતારૂપ સ કુચિતતા મનોહર છે, ઈષ્ટ છે. સ કુચિત વૃત્તિ તથા વિશાલ દષ્ટિનો ભાવ સમજો. વિશાલ દષ્ટિ એટલે સ્વચ્છ દતા હોય, સ્વૈરચ્છાચાર હોય તો મુઆ સમજો !

પ્રશ્ન જૈનોમા જ પક્ષભેદ, મનભેદ હોય ત્યા શું થાય ?

એ સ્થિતિથી ગૌરવ જરૂર ઘટે. એમા વિચારણાને, ઘટતા પ્રયાસને અવકાશ છે, તેવી આવશ્યકતા છે, પણ એનો અર્થ એ નથી કે બીજે તાલી કુટાય.

## દુનિયાનો વ્યવહાર કેમ ચાલે ?

પ્રશ્ન—આપ જેવી દષ્ટિની વાત કરો છો ત દષ્ટિથી, તે રીતિએ બધા વર્તે તો દુનિયાનો વ્યવહાર કેમ ચાલે ?

દુનિયાનો વ્યવહાર ચલાવવાની ઇચ્છાવાળાની અહિ જરૂર નથી. તેવાઓને એમ સાફ કહી દેવુ જોઇએ કે એને આ દર્શનમા સ્થાન નથી. લુચ્ચાઇ, દોગાઇ, હિ સા, વિષયોની વ્યગ્રતા, કષાયોની ઉગ્રતા આ દુનિયાનો વ્યવહાર કે બીજો ? જો એવો વ્યવહાર વહાલો હોય તો જૈન ન બનશો. એવો વ્યવહાર ચલાવવાની ઇચ્છાવાળાની આ ધર્મમા, આ દર્શનમા, આ સમાજમા જરૂર નથી. દુનિયાના આવા વ્યવહારથી છૂટાછેડા થાય તો જ જૈન બનાય.

## જૈનની 'કુ' થી કટ્ટી હોય, 'સુ' થી સહી હોય.

જૈનદર્શનમાં આપણે કહી ગયા કે બધુ જ સુદર જોઇએ અસુદરની તો વાત જ નહિ તમામ સુદર જોઇએ સમકિત (દર્શન) તો સુદર જોઇએ, જ્ઞાન પણ સુદર જોઇએ, ચારિત્ર પણ સુદર જોઇએ દેવ 'સુ' જોઇએ, ગુરૂ 'સુ' જોઇએ, ધર્મ 'સુ' જોઇએ, 'કુ' ની વાત કરવીજ નહિ **'કુ' થી કટ્ટી કરે અને 'સુ' થી સબધ રાખે તે જૈન.** દર્શન, જ્ઞાન, ચારિત્ર સુદર હોય ત્યારે જ અશુભ કર્મો ટળે, કર્મો ટળે એટલે મુક્તિ મળે, મુક્તિ મળે એવી ક્ષણ આવી જવાની આશા સુદર છે એદર્શન, જ્ઞાન, ચારિત્રથી ફળે માટે જ કહ્યુ કે સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ ચારિત્ર એ મુક્તિનો માર્ગ છે તત્ત્વ માત્રનુ ઝીણામા ઝીણુ સ્વરૂપે વર્ણન, આ દર્શનમા છે આવા જૈન દર્શનનો અનુયાયી જૈન બધે ઝુકનારો ન હોય, એનુ ઝુકવુ 'સુ' સાથે હોય, 'કુ' સાથે કાયમના કીટ્ટા હોય

ભીખારણને ભૂલશો નહિ અર્થાત્ ભીખારણના દૃષ્ટાંતને ભૂલવાનુ નથી, ત આગળ વિચારીએ એમાથી સાર લેવાનો છે રાજા !! રાણી બનવા છતા, તમામ વાતે સાહ્યબી છતા એ ભીલડી ભીખારણ ઉદાસ રહે છે એથી રાજા પણ વ્યગ્ર રહે છે રાજાએ એક વખત શાંતિથી તેણીને અપ્રસન્નતાનુ કારણ પૂછતા તેણીએ કહ્યુ, 'બધુય આપ્યુ પણ ચણોઠીનો હાર કયા ?'

## ચણોઠીના હાર કયા ?

જગલમા ચણોઠીનો હાર પહેરનારની નજર બીજે કયા જાય ? દુનિયાની પણ એ દશા છે વિષયોના અનાદિનો એવો અભ્યાસ છે કે સુદર ધર્મકરણીમાય ધ્યાન ત્યા જાય, ત્યાય એમ થાય કે, 'બધુ ય ખરૂ પણ આ (વિષયો) કયા ?' જેમ પેલી ભીખારણને થયુ કે 'ચણોઠીનો હાર કયા ?' વિષયો છે ચણોઠીના,

હારના સ્થાને, તેને ઇચ્છનારા છે તેના ભીખારીઓ ધર્મ-ક્રિયામાય બાયડી, સતતિ, ધન, વ્યાપારાદિ યાદ આવે, વ્યગ્ર બનાવે એ ભીખારીપણુ નહિ તો બીજુ શુ છે? કહો કે ચણોઠીના હાર માટેની ઘેલછા છે ચણોઠીનો હાર આપવા છતાય એ તો સૂકાવા લાગી, શરીરે કૃશ થતી ગઇ રાજાએ મત્રીને તેણીના સ્વાસ્થ્ય માટે ઘટતુ કરવા કહ્યુ મત્રી હતો અનુભવી તેણીને એક જૂદા મહેલમા રાખી પન્નર સત્તર દિવસમા તા એ સાજીતાજી થઇ ગઇ તેણીને તેવી જોઇ રાજા રાજી રાજી થયો, અને મત્રીને ભેદ પૂછયો તે મત્રીએ કહી બતાવ્યો

ભીખારણ તે ભીખારણ!

એ મહેલ કે જ્યા તેણીને રાખવામાં આવી હતી ત્યા ઘણી બારીઓ, ગોખલા વિગેરે હતા ત્યા ભોજન જતુ એટલે પેલી દરેક ગોખલે, બારીએ ટુકડો ટુકડો મૂકતી, ફરતી, 'ઓ માબાપ, ટુકડો આપજો' એમ બોલતી અને ટુકડો મોમા મૂકતી. આ રીતિએ રોજ કરવાથી તે પાછી હતી તેવી તાજી તાજી થઇ ગઇ હતી મત્રીએ રાજાને એ નજરોનજર બતાવ્યુ અને પછી કહ્યુ 'રાજન્! જાત એવી ભાત! ઉચ્ચ તે ઉચ્ચ અને નીચ તે નીચ આપને આ ચેષ્ટા ન શોભે માટે જ્યાથી લાવ્યા ત્યા જ વિદાય કરી દ્યો' રાજા તેને જગલ ભેગી કરે છે અને તેને પણ ત્યા જ આનદ આવે છે વસ્તુની પરીક્ષા ન હોય ત્યા એમ જ હોય ભીખારણ તે ભીખારણ!

પ્રથમ સમ્યગ્દર્શન જ જોઇએ—

દુનિયાના જીવોની પણ એ જ દશા છે દેવ, ગુરુ, ધર્મ, સયમ, ત્યાગ વિગેરેમાથી વિષયોના ટુકડાઓ તરફ તેઓ દોડ્યા જાય છે અનાદિથી એનો અભ્યાસ હોઇ ત્યા આનદ આવે છે, ત્યાનુ આકર્ષણ ખેચે છે, એમા વ્યગ્ર રહે છે એ શી રીતે સુધરે?

એની સુધારણા માટે આ પ્રયાસ છે, પ્રવચન છે ત્યાંથી પાછા ફરાય એટલે સુંદર દર્શન, સુંદર જ્ઞાન, સુંદર ચારિત્ર સાંપડે એ ત્રણ, એ સુંદર ત્રણ તે મુક્તિનો માર્ગ છે યાદ રાખો, મુક્તિના માર્ગની માહિતી માટે વાચકવર શ્રી ઉમાસ્વાતિજીનું એક જ સૂત્ર પર્યાપ્ત છે, ગોખી નાખો, सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ॥ મુક્તિના માર્ગ માટે ત્રણ વસ્તુ કહી, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર વાત ખરી પણ પ્રથમ શું ? ત્રણેય સાથે ( એકી સાથે ) આપી શકાતા નથી પ્રથમ સમ્યગ્દર્શન જ ( સમકિત જ ) આપી શકાય છે મુનિવરો પ્રથમ એજ આપે ભગવાન મહાવીરદેવના જીવ નયસારને, ભગવાન શ્રી ઋષભદેવના જીવ ધનાસાર્થવાહને મુનિવરોએ પહેલું સમકિત જ આપ્યું છે ને ! તમામ તીર્થંકરો ( તેમના જીવો ) માટે એજ નિયમ કે તેમના ભવો સમકિત પ્રાપ્તિથી જ ગણાય પહેલા મિથ્યાત્વ દૂર કરવાનું હોય, કચરો કાઢવાનો હોય વ્યાધિને દૂર કરવા ઈચ્છનાર વૈદ્ય પણ પહેલા જુલાબ આપે. કોઠો સાફ કરવાનું કામ પહેલું હોય, પછી માત્રા અપાય કોઠો સાફ કર્યા વિના માત્રા અપાય તો મળથી ભરેલો કોઠો એ માત્રાનેય ખાઈ જાય કોઠામાં મળ ગાઢ બાઝયો હોય તો તેને કાઢનાર નેપાળો જ જોઈએ મિથ્યાત્વનો મળ આત્મા સાથે અનાદિથી ઓતપ્રોત છે એ કાઢનાર નેપાળો તેજ સમ્યગ્દર્શન છે કુદેવ, કુગુરુ, કુધર્મની રુચિ અનાદિની દૂર કરી સુદેવ, સુગુરુ, સુધર્મની રુચિની સ્થાપનાની જરૂર પ્રથમ છે ખોટા તત્ત્વોની રુચિ દૂર કરી સુતત્ત્વોની રુચિ થવી તેનું નામ સમ્યક્ત્વ શ્રદ્ધા વિના જ્ઞાન ન હોય સામાન્ય ભણવા ગણવામાં પણ પ્રથમ શ્રદ્ધા જોઈએ વર્ષો સુધી શ્રદ્ધા વિના ભણાય ? શ્રદ્ધા વિનાનું જ્ઞાન અજ્ઞાન છે શ્રદ્ધા સદ્ગુરુયોગે સાંપડે અને સ્થિર થાય ગુરુ પાસેથી પ્રથમ શ્રદ્ધા મળે, જ્ઞાન તો પછી મળે, ચારિત્રનો નંબર છેલ્લો છે શ્રદ્ધા થઈ એટલે બીજાને આવવાને માર્ગ છે

શ્રદ્ધા નથી ત્યા ગભરાટ છે વસ્તુ પર શ્રદ્ધા થઇ પછી ગભરાવાની જરૂર નથી શ્રદ્ધા એ ગુણ છે, દષ્ટિરાગ એ દોષ છે

પ્રશ્ન—સુદેવાદિ જાણવા માટે પ્રથમ જ્ઞાન તો જોઇએ ને ?

એ જાણવાનુ જ્ઞાન પ્રથમ એ ખરૂ, પછી શ્રદ્ધા, આવશ્યક એ જ્ઞાન પ્રથમ જોઇએ પણ અહિં વાત છે સમ્યક્‌ની સમ્યગ્‌ જ્ઞાન, એટલે ક્ષાયિકભાવનુ સમ્યગ્‌જ્ઞાન અર્થાત્ કેવળજ્ઞાન એ પ્રથમ શ્રદ્ધા વિના ક્યાથી થાય ? પ્રથમ શ્રદ્ધા થાય, જ્ઞાન ભણે, સિદ્ધાન્તનુ અવગાહન કરે. એમ કરતા કરતા સમ્યગ્‌જ્ઞાનની ( કેવળજ્ઞાનની ) ક્ષણ ( સોનેરી ક્ષણ ) સાપડે

પ્રશ્ન—શ્રદ્ધા થયા પછી દષ્ટિરાગ થઇ જાય છે ને ?

વાત શ્રદ્ધાની છે, દષ્ટિરાગની નથી દષ્ટિરાગ થયો એટલે શ્રદ્ધા ક્યા રહી ?

દષ્ટિરાગી તો નિર્ગુણીને પણ ગુણી માની લે, એને ન છોડે શ્રદ્ધાન્વિત હોય તે તો વાસ્તવિક હોય, સમીચીન હોય તેને જ માને. શ્રદ્ધા એ ગુણ તથા ગુણી પ્રત્યેનો રાગ છે, જ્યારે દષ્ટિરાગ તો વ્યક્તિ પરત્વે છે દષ્ટિરાગમા એકાત મોહ છે દષ્ટિરાગ થયો એટલે કહો કે ચશમાનો કાચ બદલાઇ ગયો, જે નબરનો કાચ જોઇએ તે બદલાઇ બીજા નબરનો કાચ આવી ગયો પછી વાસ્તવિક ક્યાથી દેખાય ?

પ્રશ્ન—શ્રી ગૌતમસ્વામીજીને કયો રાગ હતો ?

ગુણરાગ હતો, ગુણીનો રાગ હતો ત્યા દષ્ટિરાગ નહોતો. ગૌતમસ્વામીજી કે જેઓ પ્રથમ ઇંદ્રભૂતિ તરીકે ઓળખાતા એ કાઇ સામૂલી ( સામાન્ય ) વ્યક્તિ નહોતી તેઓ ચૌદ ચૌદ વિદ્યાના જાણકાર હતા, પોતાને સર્વજ્ઞ કહેવરાવતા હતા મહાવીરને સાચા સર્વજ્ઞ જાણ્યા પછી જ સ્વીકાર્યા છે, પછી જ ત્યા

જીવન સમર્પ્યું છે કેવળ એમનો 'પરમાત્મા પરત્વે ગુણરાગ હતો કેવલજ્ઞાન અટકાવનાર દૃષ્ટિરાગ નહિ પણ જરૂર સ્નેહરાગ હતો, જે એમને અનેક ભવોના સબંધયોગે હતો, તે ટળ્યો એટલે કેવલજ્ઞાન પ્રાપ્ત થઈ ગયું એક વહાણમા બેઠા. વહાણમા બેસવાનો ઉદ્દેશ કિનારે પહોચવાનો છે કિનારે પહોચ્યા પછી વહાણને પકડી ન રખાય ગૌતમસ્વામિજી પણ લગભગ કિનારે પહોચેલા, પણ પૂર્વભવોના પરમાત્માના જીવ સાથેના સ્નેહયોગે તેમને વહાણ પકડી રાખવા જેવું કરેલુ, એ મૂકયુ કે તરત કિનારે ચઢી ગયા (કિનારે આવ્યા તો હતા જ, માત્ર સપાટી ઉપર પગ મૂકવાનો જ બાકી હતો), પાર પામી ગયા

કોઇનો ઉપકાર હોય ત્યા કેમ વર્તવુ ?

પ્રશ્ન—કોઈનો ઉપકાર હોય, કોઇથી ધર્મ પામ્યા હોઇએ, પછી તે આત્મા પતિત થાય, ચલિત થાય તો પણ તેનો ઉપકાર કેમ ભૂલાય ?

તનો ઉપકાર કબૂલવામા વાધો નથી, વાધો તેનુ સ્થાન કબૂલવામા છે 'મને ઉપકાર અમુકનો' એમ કહેવાય પણ સાથે એમ કહી શકાયને કે, 'મને તો માર્ગ પમાડ્યો પણ પોતે ટકી શકેલ નથી' ઉપકાર કબૂલાય પણ ત્યા માર્ગસ્થિતને જેમ થાય તેમ વદનાદિ વ્યવહાર ન કરાય, તેને સર્વોત્તમ ન ગણાવાય, ન કહેવાય

મભામાથી —શૈલકજીના ઉપકારને કારણે તેમની પતિત અવસ્થામા પથકજી ત્યા પડ્યા રહ્યાનુ દૃષ્ટાત તો છે ?

એ દૃષ્ટાન્ત ઘણુ સુન્દર છે, વિચારણીય છે પ્રથમ વાત તો એ કે શૈલકમા મૂલમા ખામી નહોતી, એ કાઇ ચોથા ગુણથી પતિત નહોતા થયા, મૂલ ગુણથી ભ્રષ્ટ નહોતા થયા બીજુ

વાત એ કે પન્થકજીમા પોતાનુ સાચવીને એ રીતે ત્યા ટકવાનુ સામર્થ્ય હતુ

શૈલકજીમા ઉત્તરગુણુમા સ્ખલના હતી, તેઓ ભાઇને ત્યા પડ્યા પાથર્યા રહ્યા, ખાનપાનનો વિવેક ચૂકયા એ ખરૂ પણ મૂલ કાયમ હતુ પન્થકજીમા ટકવાનુ ખમીર હતુ માટે રહ્યા બીજા શિષ્યોમા તેવી તાકાત નહોતી માટે પોતાના બચાવ માટે તમામ ચાલ્યા ગયા પન્થકજી ત્યા રહ્યા માટે એમના જેવા થઇને કે થવા રહ્યા એમ તો નથી જ ગુરુ પ્રત્યેનો આચા રાદિ કરતા પણ પોતાનુ તો સાધતા જ હતા શૈલકજી માલપાણી ઉડાવતા ત્યારે પ થકજી ઉપવાસ પર ઉપવાસ કરતા શૈલકજી હા-હા-હી-હી કરતા ત્યારે પ થકજી આત્મધ્યાનમા નિમગ્ન રહેતા આ સ્થિતિ હતી માટે પ થકજી રહ્યા અને રહ્યા તો શૈલકજી પ્રસ ગ પામીને માર્ગે આવ્યા અને પાચસો સાથે સિદ્ધગિરિએ સિદ્ધિ વર્યા પ થકજીએ ધૈર્ય, અને ગાભીર્ય ન દાખવ્યુ હોત તો શૈલકજીનુ શુ થાત?

પ્રશ્ન—ત્યારે છોડીને ચાલી ગયેલા શિષ્યોને કેવા ગણવા?

એય સાધક તથા સારાજ એમનામા એ ખમીર નહોતુ, માટે ઉપકારી એવા ગુરૂ પણ પતિત થતા પોતે ખસી ગયા અ પેક્ષાએ બીજા શિષ્યોએ તેમજ પ થકજીએ યોગ્ય જ કર્યું છે બીજા શિષ્યો પણ કાઇ અવિનીત નહોતા, તેમનામાં વિનયની પરાકાષ્ઠા હતી

**મરૂદેવા માતાના આશ્ચર્યરૂપ દૃષ્ટાન્ત બાદ કરતા, પ્રથમ ઉપલબ્ધ સમ્યગ્દર્શન જ છે**

વિષય મુક્તિના માર્ગનો છે, એમા ત્રણ તત્ત્વો કહ્યા તેમા પ્રથમ દાન સમ્યગ્દર્શનનુ છે! ગુરૂ પ્રથમ એ આપે પ્રથમ એ લબ્ધ છે તીર્થંકરના આત્માઓ માટે તો એ નિયમ જ સમ્યગ્

દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર એક સાથે ન મળે.
ત્રણે એક સાથે મળ્યાનો દાખલો તીર્થંકરને અંગે કોઇ મળ
શકે નહિ હા! એક દાખલો છે અને તે તીર્થંકર દેવ
માતાનો માતા મરૂદેવાને એક સાથે પ્રથમ વાર જ ક્ષાયિક ભાવ
દર્શન, જ્ઞાન તથા ચારિત્ર પ્રાપ્ત થયા આ એક જ દાખલો
છે, તેય સ્ત્રીજાતિનો, પ્રભુ આદિનાથની માતાનો છે

પ્રશ્ન—ત્યારે એ સંભવિત ખરૂ?

આશ્ચર્યરૂપ છે અનંતકાળે કોઇ જીવ મેળવી શકે
કાલમા તો માતા મરૂદેવા માતાનો એક જ દાખલો છે

તીર્થંકર માટે તો એકજ તત્ત્વ કે સમકિતથી જ તેમ
ભવની ગણના થાય એટલે એમને પ્રથમ દર્શન જ પ્રાપ્ત થા

પ્રશ્ન—અંતકૃત કેવળી માટે, ત્રણેય સાથે ન મનાય?

ત્યાય પૂર્વની આરાધના વિદ્યમાન છે મેતાર્યમુનિ કે ગજ
સુકુમાલ સર્વને આરાધના છે જ

પ્રશ્ન—દૃઢપ્રહારીને અંગે શું માનવું?

ત્યાય ઉપદેશથી ચારિત્ર લીધું એ પછી જ પરિણામ
આવ્યું ને!

મરૂદેવા માતાનું જ એવું દૃષ્ટાન્ત છે કે ત્રણેય (ક્ષાયિ
ભાવના દર્શન, જ્ઞાન, ચારિત્ર) પ્રથમ એકી વારે તેમને મળ્યા

કાર્યસિદ્ધિ પાંચ કારણથી થાય

પ્રશ્ન—ત્યાં એકાન્ત ભવિતવ્યતા માનવી?

જૈનશાસનમા એકાન્તવાદ છે જ નહિ 'એકાન્ત ભવિતવ્યત
એવું કહેનાર જૈન શાસનની બહાર છે જૈન દર્શનનું મન્તવ
એવું છે કે પાંચેય સમવાય (કારણ)થી કાર્યસિદ્ધિ થાય છે

એકાન્ત ભવિતવ્યતાનો મત તો ગોશાળાનો છે મહાવીર

અનુયાયીઓ એમ ન માને એ વિષયને અંગે ઘણી ચર્ચા થઇ છે સમ્મતિતર્ક પ્રથમા એમ જ છે શ્રીમાન્ અભયદેવસૂરીશ્વરજીએ સારો હિસાબ કરી પાચ કારણોનુ સ્વરૂપ લખ્યુ છે શ્રી મલ્લવાદીસૂરિ મહારાજાએ તો એ વિષયમા વાદિયોની સાથે મલ્લનુ જ કામ કર્યું છે, ઘણાય પાનાના પાના ભર્યા છે તાર્કિક તો મલ્લવાદી જ તર્કશાસ્રમા તમામ એમનાથી ગૌણ, કહો કે પાછળ છે કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રીહેમચદ્રસૂરીશ્વરજી મહારાજા, શ્રી હરિભદ્રસૂરીશ્વરજીને તથા શ્રી સિદ્ધસેન દિવાકરજીને પણ શ્રી મલ્લવાદીસૂરિથી ઉતરતા તાર્કિક ગણાવે છે

જ્ઞાન વચ્ચે શાથી?

મુક્તિના માર્ગમા ત્રણ તત્વોમા પ્રથમ શ્રદ્ધા છે લૌકિક વ્યવહારથી પણ એ પ્રત્યક્ષ છે દવા પણ શ્રદ્ધાથી જ લેવાય વિગેરે વિચારી ગયા કલ્યાણક્રમમા પ્રથમ શ્રદ્ધા છે જ્ઞાન તો સૂત્ર ભણાય ત્યારે થાય પણ શ્રદ્ધા પ્રથમ શ્રદ્ધામા સ્થૈર્ય જોઇએ. અડગ શ્રદ્ધા સાતમા કે આઠમા ભવે મોક્ષ આપે છે અને એટલે ભવે મોક્ષ માટે તો એને મોક્ષના માર્ગમા ગણેલ છે સમકિત ચારિત્ર ઊચામા ઊચુ હોય તો તે ભવે પણ મોક્ષ થાય મધ્યમ હોય તો પછીના ભવોએ પણ મોક્ષ થાય પ્રથમ શ્રદ્ધા છે, ત્રીજે નબરે ચારિત્ર છે, જ્યારે વચ્ચે જ્ઞાન છે સમજણ આપનાર જ્ઞાન છે ગુણદોષને જણાવનાર સારા નરસાને જણાવનાર જ્ઞાન છે બેય તરફ ડોકિયુ કરનાર જ્ઞાન છે, ઘડીમા શ્રદ્ધા તરફ નજર કરે, ઘડીમા ચારિત્ર તરફ નજર કરે ઘરમાના બે ઓરડા વચ્ચેના દીપક જેવુ જ્ઞાન છે એ દીવો બેય તરફ પ્રકાશ આપે જ્ઞાન પણ એ જ કામ કરે.

**શ્રદ્ધાને સ્થિર રાખે તે જ જ્ઞાન વાસ્તવિક જ્ઞાન છે.**

જ્ઞાન તે કે જે શ્રદ્ધાને બગડવા ન દે શ્રદ્ધાન્વિત હોય તે જેની તેની પ્રશસા ન કરે, જ્યા ત્યા ડોકુ ન ઝુકાવે મિથ્યાદૃષ્ટિની પ્રશસામા સમ્યક્ત્વ નથી 'નુકશાન કરનારા જીવોને

મારવામા હુ હિસા માનનો નથી, ' જે જીવો મરવા જ સરજા ચેલા છે માટે તેમને મારવામા ધર્મ છે ' આવા આવા વાક્યોથી, પ્રચારોથી હિસાનો અનાચાર ફેલાવનાર પાપાત્માની તથા એવા પાપકાર્યની પ્રશ સા સમકિતી ન કરે દુનિયા ભલે પૂજે, સમ કિતીને તો તત્ત્વ સાથે સબ ધ છે હિસાનો પ્રચાર અહિસાના નામે થાય ત્યા સમકિતીની નજર પણ ન હોય, પ્રશ સા તો હોય જ શાની ? હા ! શ્રદ્ધાળુને એમ થાય કે-' આ આત્માને પણ પ્રભુ શાસનની અહિસા, સત્ય, ત્યાગ સમજાય, એનુ પણ ભલુ એ રીતે થાય ' સમકિતીની આ ભદ્ર ભાવનામાથી એ પણ બાકાત ન હોય સામાન્ય બાહ્ય ત્યાગને જોતા હૃદયમા આવી ભાવના જૈન જરૂર કરે પણ દુનિયાની જાહેર પ્રવૃત્તિ કરનાર છતાય ઘોર હિસા તથા તેવો પ્રચાર કરનારની અનુમોદના સમકિતી શી રીત કરે ? મુદ્દો એ કે જ્ઞાન તેને જ કહેવાય કે જે શ્રદ્ધાને ડોલવા ન દે, બગડવા ન દે, વિપરીત થવા ન દે

## જ્ઞાની શ્વાસો-શ્વાસમા, કરે કર્મનો છેહ

પ્રથમ શ્રદ્ધા, છેલ્લે ચારિત્ર અને વચ્ચે જ્ઞાન, મુક્તિના માર્ગનો આ ક્રમ છે મોક્ષે જવુ જ હોય તો પ્રથમ શ્રદ્ધા અબાધિત રાખવી ચારિત્ર ઊંચુ ક્યારે પળે ? તેવુ જ્ઞાન હોય તો કહ્યુ છે કે—

> જ્ઞાની શ્વાસો-શ્વાસમે કરે કર્મનો છેહ,
> અજ્ઞાની ક્રોડો ભવે કરી શકે ન જેહ

અજ્ઞાની જે કાર્ય ' ક્રોડો વર્ષો સુધી, ક્રોડો જન્મો સુધીય ન કરી શકે તે કામ જ્ઞાની એક શ્વાસોશ્વાસમા કરી શકે છે. સમજી કામ કરે તે ડાહ્યો, તે જ્ઞાની જ્યારે કામ થાય ત્યારે તો એક શ્વાસોશ્વાસમાં જ થાય છે ને ! અ તરાય તૂટે, ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થઈ કે તરત તે શ્વાસોશ્વાસમા સિદ્ધિ, કેવલજ્ઞાન આ શાથી ?

આવશ્યક જ્ઞાનથી અબાધિત શ્રદ્ધા હોય અને ક્ષયોપશમભાવનુ સમ્યક્ જ્ઞાન થાય, એ બે ભેળા થાય એટલે એક અંતર્મુહૂર્તમા કોઈક આત્માને ભાવ ચારિત્ર પેદા થાય, અને એ થયુ એટલે કેવલજ્ઞાન આવી મળે ભરતચક્રી એ એમજ કર્યું ને! ભરત ચક્રી, છ ખંડના માલીક એમનો આરંભ પરિગ્રહ 'મહા' કહેવાય, એ મહાઆરંભી, મહાપરિગ્રહી એમને શ્રાવક ધર્મ ન હોય ચક્રીને શ્રદ્ધા હોય, દેશ વિરતિ ન હોય એ છોડે ત્યારે બધુ છોડે

પ્રશ્ન તીર્થંકર માટે કયો નિયમ?

એ જ નિયમ એ જગદ્ગુરુ બને, નાથ બને પણ શ્રાવક ધર્મ, બાર વ્રત ન લે. ભરતચક્રવર્તીએ આરિસાભવનમા કેવલજ્ઞાન મેળવ્યુ, શાથી? સમ્યગ્જ્ઞાનથી એમને સમ્યગ્જ્ઞાનથી ત્યા ભાવ-ચારિત્ર આવ્યુ એટલે કાચી બે ઘડીએ બાકી કર્મની સ્થિતિ તોડી

પ્રશ્ન પ્રસન્નચંદ્ર રાજર્ષિને પણ એમ જ ને!

એમણે તો પહેલુ ચારિત્ર લીધેલુ છે, રાજવૈભવ છોડી સંયમ સ્વીકારેલ છે મનની ભાવનાની એમની ઘટના તો ત્યારપછીની છે ભરત મહારાજાએ એવી કોઈ વિધિ કયા કરી છે? સુદ્રો 'જ્ઞાની શ્વાસોશ્વાસમા કર્મ ક્ષય કરે એ છે ભરત મહારાજામા જ્ઞાનદશા પ્રવૃત્તિમા જાગતી હતી શ્રદ્ધા અજબ હતી તો સંયોગે સમ્યક્જ્ઞાન યોગે ભાવચારિત્ર પેદા થઇ ગયુ સ્ત્રીને મુક્તિ છે જ મરુદેવા માતા આ યુગમા પ્રથમ દૃષ્ટાન્તરૂપ છે

ક્રમ તો દર્શન, જ્ઞાન તથા ચારિત્ર એ પ્રથમ અજબ શ્રદ્ધા જોઇએ, પછી સમ્યક્જ્ઞાન, પછી યથાખ્યાત ચારિત્ર, એટલે મુક્તિ પ્રાપ્ત થાય ત્રણેય સાથે એકી વખતે પ્રથમ જ તો મરુદેવા માતાને, મળ્યાનો એક જ દાખલો છે પુરુષનો દાખલો તો નથી જ આ દૃષ્ટાન્ત તો સ્ત્રીની મુક્તિની સિદ્ધિ કરનારુ મહાન્ કારણ છે, પ્રથમ મુક્તિનો દરવાજો ઉઘાડ્યો મરુદેવા માતાએ, બંધ થયો જંબૂસ્વામીજી પછીથી

સભામાથી જેઓ સ્ત્રીને મુકિત નથી માનતા તેઓ મરુદેવાને સ્ત્રી માને છે, તેમની મુકિત માને છે ?

સ્ત્રી માને જ, પણ મુકિત નથી માનતા મલ્લિનાથને મલ્લનાથ કહી દીધા તેમ તો અહિ બને તેમ નથી તેમનાજ ત્રૈલોકયસાર નામના ગ્રન્થમા 'સ્ત્રીવેદે આટલા અને પુરુષવેદે આટલા મોક્ષે જાય એવો ઉલ્લેખ છે એ ઉલ્લેખ હોવાથી છટકવા ખોટો બચાવ કરવામા આવે છે કે, 'હોય તો પુરુષ પણ સ્ત્રીના કપડા પહેર્યા હોય અને તેવો ભાવ આવી જાય તો મુકિત થઇ જાય,' પણ એને પૂછાય કે, તો તો સ્ત્રીવેષે લખાય; સ્ત્રીવેદે શા માટે લખ્યું ? બીજી કલ્પના એવી છે કે, 'મરીને સ્ત્રી થવાની ભાવના થઇ હોય, તેમા સિદ્ધિ થાય તો સ્ત્રીવેદે' પણ આ કલ્પના ય સગત નથી કારણકે મરીને સ્ત્રી થવાની ભાવના તો ગુણ જ ન કહેવાય, એ તો મહામોહ છે ત્યા વળી મુકિત કયાથી મળે ? તાત્પર્ય કે શીગડા દીધા છે ચોર ચોરીને જતા જતા માર્ગમા વેરાઈ જાય, તેના આધારે પગી પકડી પાડે અહિ પણ 'સ્ત્રી વેદે આટલા મુકિત ગયા' એમ લખાયુ તો ખરુ, એવો ઉલ્લેખ તો ખરો એટલે આવા બચાવો કરાયા પણ તે ચાલે ?

જીવ નિત્યમુક્ત ખરો ?

પ્રશ્ન—વૈદિકો નિત્યમુકત કહે છે ત્યા શુ સમજવુ ?

એમ કહેનારા વૈદિકો નહિ, વેદાન્તીઓ નહિ પણ વેદીઆ ઢોર છે જો નિત્યમુકત જીવ હોય તો ઉપદેશના ગ્રન્થો શા માટે ? અમુક વસુંધરાને અમુકે ઉપદેશ આપ્યો, એમ શાથી ? યાજ્ઞવલ્કે શિષ્યની મુકિત માટે સૂત્ર રચ્યુ તે હોય ?

પ્રશ્ન—મહર્ષિ તો નિત્યમુકત ખરાને !

ના તે તો ગગનના તારા છે તારાના વિમાન છે કે જે દ્રશ્યમાન છે તેમા વસનારાએ મરવાનુ તો છે જ

જૈનદર્શન સ્યાદ્વાદ છે એટલે એ તત્ત્વને પણ જૈનદર્શન ઘટાવી શકે નિશ્ચયનયથી આત્મા નિત્યમુક્ત છે આત્મા અંતરથી અવરાયો નથી કર્મથી દબાયેલો ભલે છે પણ જે આત્મ પ્રદેશોએ અનંતી જ્ઞાનવર્ગણા છે ત્યા ઉલ્પ નથી એ ટળે તો તો ચેતન જડ થઈ જાય આ દૃષ્ટિએ આત્મા નિત્ય મુક્ત છે જેમ ખાણમાનુ સોનુ સ્વરૂપે તો સોનુ જ છે, ગમે તેટલી માટી એને વળગેલી હોય પણ સ્વરૂપે એ સોનુ છે એમા ના નથી. એ સોનુ જો માટીમય થઇ જાય તો તો એ ખાણો જ નકામી જો આત્મા પણ ચેતન રહિત થઇ જડ થઇ જાય તો કદી મોક્ષે ન જાય જડ થયા પછી એ જીવ જ શી રીતે કહેવાય? ખાણમાનુ સોનુ સ્વરૂપે સોનુ ખરૂ પણ તેની માટી કાઢ્યા વિના તેનામા ચળકાટ આવે નહિ બજારમા ચોકસી કે ઝવેરીને ત્યા એ સોનાના મૂલ્યે વેચાય નહિ એના મૂલ્ય સુવર્ણ તરીકે અંકાય નહિ, તે જ રીતે કર્મમલથી દૂર થયા વિના આત્મા નિર્મલ સ્વરૂપે ઝળકે નહિ જૈનશાસન તો સાગર છે દુનિયાની બધી નદીઓ એમા સમાય તમામ દર્શનના નયો આ સ્યાદ્વાદ દર્શનમા ભળે, મળે, અપેક્ષાવાદથી બધુ ઘટે પણ વાસ્તવિક મુક્તિની અપેક્ષાએ જીવને નિત્યમુક્ત ન ઘટાવાય

અબંધકતા ક્યારે પ્રાપ્ત થાય?

સમ્યગ્દર્શન હોય, સમ્યગ્જ્ઞાન હોય, યથાખ્યાત ચારિત્ર આવે એટલે તેરમે ગુણઠાણે કેવળજ્ઞાન થાય યાદ રાખો સર્વ સંવર તો ચૌદમે ગુણ સ્થાનકે આવે અયોગીતા ત્યા થાય. ચૌદમે અયોગિતા, અબંધકતા આવે ત્યા સુધી તો સાતાવેદનીય પણ છે ને! મુક્તિ મેળવવામા તો તેય ન જોઈએ ડાઝરૂ તો દૂધપાકથી પણ ભરાય, ઘેંસથી પણ ભરાય, દૂધપાકનુ ભોજન ભારે, ઊલટો પ્રમાદ કરે. અહિ પણ સાતા, આદિ શુભ કે અશુભ બંધમા કાઇ ન જોઇએ.

## તીર્થંકરની તુલના !

પ્રશ્ન—તીર્થંકરની તુલના અગર તીર્થંકર સાથે કોઈની તુલના થાય ? તીર્થંકરની તુલના ? તીર્થંકરની તુલના જ ન હોય એમના શાસનના શ્રેષ્ઠ મહર્ષિઓ, ખધકજી જેવા, જીવતા ખાલ ઉતરે છતા સમભાવમા અડગ રહે, તેવા સાથે તુલના કરે તોય તે ઉન્માર્ગી ગણાય સ્વયભૂરમણને કોઈની ઉપમા ઘટે ? મૂર્ખાઓ અને બીજા સાથે ઘટાવે જ્યારે શાસનના ઉચ્ચ મહર્ષિ સાથે ન સરખાવાય તો હિંસાના પ્રચારક સાથે તુલના તો થાય જ શી રીતે ? 'નુકશાન કરનાર પ્રાણીઓને મારવામા હિંસા જોતો નથી, એને મારવામા ધર્મ છે' એવુ કહેનાર અધમ પ્રાણી સાથે તીર્થંકરની તુલના પણ અધમ આત્માઓ જ કરે એવાઓ નામના જૈન છે, જૈનાભાસ છે, ચાલ્લો કરે જૈન ગણાવા અને ન ફાવે ત્યા ભૂસી નાખે એ જૈન છે ? કયા પામરાત્મા ! કયા તીર્થંકર ને કયા અન્ય !

## ઉપસહાર !

તમે તમારી શ્રદ્ધાને ટકાવી રાખો. ગગા ગયે ગગાદાસ, જમના ગયે જમનાદાસ ન બનો "સમ્યગ્‌દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષ માર્ગ છે", માટે પ્રથમ શ્રદ્ધાને અડગ રાખો, આગળ વધવું હોય, સામર્થ્ય હોય, સયમમા જીવન અર્પવુ હોય તો અહિં આવો, નહિ તો દેશવિરતિ ધારણ કરો, જ્ઞાનનો ખપ કરો

મોક્ષ છે એ નક્કી છે, મોક્ષની શ્રદ્ધા પણ છે, મરજી પણ છે, માટે તો આ પ્રવચન છે શ્રી ઉમાસ્વાતિજી વાચકવરે એક સૂત્રમા બતાવેલો માર્ગ કહી બતાવ્યો છે તે શ્રવણ તમે કરેલ છે યથાશક્તિ અમલ કરી, આગળ વધી, મુક્તિના માર્ગે ચડી, તેમા આગળ વધી મુક્તિ મેળવો એટલુ કહી આજનુ વક્તવ્ય પૂરુ કરુ છુ

---

લાલબાગ જૈન ઉપાશ્રય, ભૂલેશ્વર મુબઈ
મહા સુદ ૪ રવિવાર વિ સ ૨૦૦૩

# વાસનાનો વિજય

## મુનિશ્રી વિક્રમવિજયજીની ભૂમિકા

**સાચો વિજય ક્યારે ગણાય ?**

મહાનુભાવો ! શિરસ્તા મુજબના વ્યાખ્યાનમા ( જાહેર વ્યાખ્યાન શ્રેણિમાના આજના વ્યાખ્યાનમા ) કયો વિષય પસદ કરવામા આવ્યો છે તે અત્ર ઉપસ્થિત દરેકને વિદિત છે કે, વાસનાનો વિજય વિજય ની આકાક્ષા કોણ રાખે છે અને રાખે પણ તે વિજય વિજયરૂપે રહી શકે, કરાયેલો કે મનાયેલો વિજય પાછો પરાજય રૂપમાં ન જાય, તે ક્યારે બની શકે ? તે ત્યારે જ બની શકે કે જ્યારે વાસનાનો વિજય થાય

**વાસનાને મારવા વાસના જ જોઈએ ?**

વાસનાના શુભાશુભ બે પ્રકાર છે, જેમાં એક પ્રકાર એવો છે કે જે બીજા પ્રકારની વાસનાને મારે જેમ એક પ્રકારની પ્રવૃત્તિ બીજા પ્રકારની પ્રવૃત્તિને રોકે તેમ એક પ્રકારની વાસના પણ બીજા પ્રકારની વાસનાને મારે સદ્વાસનાથી કુવાસનાનો નાશ થાય. વાસનાનો વિજય કરવા પણ વાસના જરૂરી છે પણ કઇ વાસના જરૂરી છે તે બરોબર સમજવુ જોઇએ. આજ સુધી આટલી બધી મહેનત કરી, કેટલાય

### તીર્થંકરની તુલના !

પ્રશ્ન—તીર્થંકરની તુલના અગર તીર્થંકર સાથે કોઇની તુલના થાય ? તીર્થંકરની તુલના ? તીર્થંકરની તુલના જ ન હોય એમના શાસનના શ્રેષ્ઠ મહર્ષિઓ, ખધકજી જેવા, જીવતા ખાલ ઉતરે છતા સમભાવમા અડગ રહે, તેવા સાથે તુલના કરે તોય તે ઉન્માર્ગી ગણાય સ્વયભૂરમણને કોઇની ઉપમા ઘટે ? મૂર્ખાઓ અને બીજા સાથે ઘટાવે જ્યારે શાસનના ઉચ્ચ મહર્ષિ સાથે ન સરખાવાય તો હિસાના પ્રચારક સાથે તુલના તો થાય જ શી રીતે ? 'નુકશાન કરનાર પ્રાણીઓને મારવામા હિસા નથી, એને મારવામા ધર્મ છે' એવુ કહેનાર અધમ પ્રાણી સાથે તીર્થંકરની તુલના પણ અધમ આત્માઓ જ કરે એવાઓ નામના જૈન છે, જૈનાભાસ છે, ચાલ્લો કરે જૈન ગણાવા અને ન ફાવે ત્યા ભૂસી નાખે એ જૈન છે ? કયા પામરાત્મા ! ક્યાં તીર્થંકર ને કયા અન્ય !

### ઉપસહાર !

તમે તમારી શ્રદ્ધાને ટકાવી રાખો. ગગા ગયે ગગાદાસ, જમના ગયે જમનાદાસ ન બનો "સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષ માર્ગ છે", માટે પ્રથમ શ્રદ્ધાને અડગ રાખો, આગળ વધવુ હોય, સામર્થ્ય હોય, સયમમા જીવન અર્પવુ હોય તો અહિ આવો, નહિ તો દેશવિરતિ ધારણ કરો, જ્ઞાનનો ખપ કરો

મોક્ષ છે એ નક્કી છે, મોક્ષની શ્રદ્ધા પણ છે, મરજી પણ છે, માટે તો આ પ્રવચન છે શ્રી ઉમાસ્વાતિજી વાચકવરે એક સૂત્રમા બતાવેલો માર્ગ કહી બતાવ્યો છે તે શ્રવણ તમે કરેલ છે યથાશક્તિ અમલ કરી, આગળ વધી, મુક્તિના માર્ગે ચડી, તેમા આગળ વધી મુક્તિ મેળવો એટલુ કહી આજનુ વક્તવ્ય પૂરુ કરુ છુ

---

લાલબાગ જૈન ઉપાશ્રય, ભૂલેશ્વર મુંબઈ
મહા સુદ ૪ રવિવાર વિ સ ૨૦૦૩

# વાસનાનો વિજય

## મુનિશ્રી વિક્રમવિજયજીની ભૂમિકા

**સાચો વિજય ક્યારે અપાય ?**

મહાનુભાવો ! સ્થિરતા મુજબના વ્યાખ્યાનમાં ( જાહેર વ્યાખ્યાન શ્રેણિમાના આજના વ્યાખ્યાનમા ) કયો વિષય પસંદ કરવામા આવ્યો છે તે અત્ર ઉપસ્થિત દરેકને વિદિત છે કે, વાસનાનો વિજય વિજય ની આકાંક્ષા સૌ કોઇ રાખે છે અને રાખે પણ તે વિજય વિજયરૂપે રહી શકે, કરાયેલો કે મનાયેલો વિજય પાછો પરાજય રૂપમાં ન જાય, તે ક્યારે બની શકે ? તે ત્યારે જ બની શકે કે જ્યારે વાસનાનો વિજય થાય

**વાસનાને મારવા વાસના જ જોઇએ ?**

વાસનાના શુભાશુભ બે પ્રકાર છે, જેમાં એક પ્રકાર એવો છે કે જે બીજા પ્રકારની વાસનાને મારે જેમ એક પ્રકારની પ્રવૃત્તિ બીજા પ્રકારની પ્રવૃત્તિને રોકે તેમ એક પ્રકારની વાસના પણ બીજા પ્રકારની વાસનાને મારે સદ્વાસનાથી કુવાસનાનો નાશ થાય. વાસનાનો વિજય કરવા પણ વાસના જરૂરી છે પણ કઇ વાસના જરૂરી છે તે બરોબર સમજવુ જોઇએ આજ સુધી આટલી બધી મહેનત કરી, કેટલાય

કાલથી આટઆટલો પ્રયાસ કર્યો છતા તે તમામ નિષ્ફળ શાથી ? જે વાસના પામવી જોઇએ, આત્મામા જમાવવી જોઇએ, જે વાસનાને આશ્રય લેવો જોઇએ તે વાસના નથી પમાઇ, આત્મામા નથી જમાવાઇ નથી તેનો આશ્રય લેવાયો, તેથી જ છે આ નિષ્ફળતા જેનાથી હજારે કોશ દૂર રહેવુ જોઇએ એવી વાસના જ આજ સુધી નિષ્ફળતા, આપ નારી હતી અને છે તે છે મિથ્યાત્વની વાસના, આ ક્યારે ટળે જ્યારે સમ્યક્ત્વની વાસના મળે ત્યારે જ્યા સુધી સમ્યક્ત્વની વાસન ન પમાય ત્યા સુધી મિથ્યાત્વની વાસના ન જ જાય

વાતાવરણ વિશુદ્ધ રાખો વિશુદ્ધ વાતાવરણમા રહો

બૂરામા બૂરી જો કોઇ વાસના હોય તો તે મિથ્યાત્વની વાસન છે મિથ્યાત્વની વાસના એટલે શુ ? આત્મામા વિપરીત ભાવનાન સસ્કાર તેનુ નામ મિથ્યાત્વ વાસના એટલે વાસિત કરે તે વાસન જેવી વાસના જે આત્માને વાસિત કરે તે આત્મા તેવા રૂપે વાસિ થાય આત્મામા જેવી વાસના આવશે તેવા સસ્કારો પડશે વાસન પણ બહારના વાતાવરણને લઇને આવે છે, ઘડાય છે, જન્મે છે, જે વાતાવરણમા હશો તેવી વાસનાથી વાસિત થશો, અને પછી જે વાસના તેવા સસ્કારો પણ પડવાના, આથી જ વાતાવરણ ખૂબ ખૂ શુદ્ધ અને સુદર રાખવુ જોઇએ વાતાવરણ પર અતિ અતિ આધા છે, ખાસ આધાર છે આત્માનો સ્વભાવ એવો છે કે, જેવી વસ્તુ આ હોય તેવુ પ્રતિબિબ તેમા પડે, જેમ સ્ફટિક મણિમા પુષ્પોના વિવિ રગનુ પડે છે

કાટાથી કાટાને કાઢવાનુ કૌશલ્ય કેળવો

જેવુ વાતાવરણ તેવી વાસના અને જેવી વાસના તેવા સસ્કારે આપણો આત્મા હજી સુધી મુક્ત દશાને પામ્યો નથી, સ્વ સ્વરૂપ પ્રા કરી શકયો નથી, તેનુ એ જ કારણ છે કે—વાસનાનો વિજય કરા નથી, વાસનાનો વિજય જે વાસનાથી કરાય તે વાસના મેળવાઇ નથ

કેળવાઇ નથી એ વાક્ય યાદ રાખો. વાસનાનો વિજય તથા વાસનાથી વિજય 'વાસનાનો વિજય' એ વાક્ય બે અર્થ સૂચવે છે જ્યારે 'વાસનાથી વિજય' એ વાક્ય ત્રીજી વસ્તુનો નિર્દેશ કરે છે કાંટો કાંટાને કાઢે તેમ મિથ્યાત્વાદિની વાસના કાઢવા પણ સમ્યક્ત્વાદિની વાસ. ; જોઇએ કાંટાથી કાંટો કાઢવામાં કૌશલ્ય જોઇએ, નહિ તો ઘણી વાર એવું બને કે એક કાંટો કાઢતા બીજો પેસવાનો, હુ પહેલા કહી ચૂક્યો કે સદ્દ્વાસનાથી કુવાસના ટળે, તેમ કુવાસના ગયા વિના સદ્દ્વાસનાને સ્થાન નથી

વાસના સંસ્કાર

આત્માની પરિસ્થિતિ તરફ નજર કરો અનેક પ્રકારના વિચારોની ભાંજગડ ચાલુ જ હોય છે, એ વિચારો એ ભાંજગડ કઈ કોટિની છે? અસત્ વિચારો દૂર ન થાય, સ્થાનથી ન ખસે ત્યાં સુધી સદ્દ્વિચારો ત્યાં આવે ક્યાંથી? વિરોધી વસ્તુ એક ઠેકાણે રહી શકતી નથી આગ તથા પાણી બે પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળાં દ્રવ્યો છે પાણી આગને બુઝાવે છે, આગ પાણીને ઉકાળે છે આ બે એક સાથે કેમ રહી શકે? તે જ રીતે કુવિચાર તથા સદ્દ્વિચાર સાથે રહી શકતા નથી કુવિચાર દૂર થયા વિના સદ્દ્વિચાર ન આવે સદ્દ્વિચાર આવે એટલે કુવિચાર દૂર થાય. સારા સંસ્કારો જમાવવા સારી વાસના મેળવવા, કેળવવા સદ્દ્વિચારો સંપાદન કરો અથવા તેવું વાતાવરણ ઊભું કરો સુદેવ, સુગુરુ, સુધર્મની સેવામાં જોડાઇ જાઓ, તેમની છાયામાં વધારે સમય આપો, વિહિત કરાયેલ અનુષ્ઠાનોની આચરણા ચાલુ રાખો વાતાવરણ તેવી વાસના, વાસના તેવા સંસ્કાર હોય છે વાસના એ સંસ્કારનો પર્યાય વાચી શબ્દ છે વાસના કેમ કહી? સામાન્યત કહી ગયો, વાસિત કરે તે વાસના એક રૂમાલને છાંટેલું અત્તર તે રૂમાલને એવો વાસિત કરે છે કે બીજો રૂમાલ સ્પર્શે તો તેને સુવાસિત થાય, તેમ સંસ્કાર પણ પૂર્વ ભવના આવે, તે ભવના સંસ્કાર વળી તેનાથી પૂર્વ ભવના એમ સમજવું જૈન દર્શનમાં રૂઢ શબ્દ પ્રાય 'સંસ્કાર' વધુ છે,

'વાસના' નહિ 'વાસના' શબ્દ બૌદ્ધ દર્શનનો છે, પણ દર્શનોનો પરસ્પર સપર્ક થતા એક બીજાના શબ્દો અપનાવાઈ જાય છે આથી અહિ વાસના તથા સસ્કારનો ભાવ એક જ સમજવો પડે છે છતા ય થોડો ફરક છે, અન્યથા 'વાસના તેવા સસ્કાર' કેમ કહેવાય?

પ્રશ્ન બૌદ્ધ દર્શનમા 'વાસના' શબ્દ ખાસ છે, એમા ખાસ કારણ છે? હા, જીવને ક્ષણિક માને એટલે સસ્કાર સુસગત ન હોઈ, વાસના શબ્દ રાખવાનુ સભવે છે

## આત્માને સારા સ્થાનોમા સકળાયેલો રાખો-

મુદ્દા પર આવીએ જેમ સસ્કારો શ્રેષ્ઠ તેમ વાસનાનો વિજય, હૃદયમા સુવાસના સ્થપાય એટલે કુવાસના કપાય અગર કુવાસના દૂર થાય તેથી સુવાસના સ્થપાય એટલે થયો વાસનાનો વિજય કુવાસનાઓ પર વિજય મેળવાયો એટલે કુવાસનાઓ પર સદ્‌વાસનાઓનો વિજય થયો. કુવિચારોને-કુવાસનાને, કાઢવા છે, ખસેડવા છે એ નક્કી છે માટે સદ્‌વાસના, સદ્‌વિચારો જગાડવા જોઈએ અને તે જગાડવાના સ્થાનો જ્યાં દેવ બિરાજમાન છે, જ્યા ગુરુ બિરાજમાન છે, જ્યા ધર્મની આરાધના થઈ રહી રહ્ય તે છે તે સ્થાનોનો લાભ લ્યો તેમા પ્રમાદ ન કરો ત્યા જવામા, જોડાવામા 'અમુક કામ બગડશે, વેપારમા વાધો આવશે' આ ભાવના, કહો કે કુવાસના કહો એક છે સુવાસના મેળવતાં ય અનાદિની કુવાસના આવીને વળગે છે યાદ રાખો કે કુવાસના ટળે, સુવાસના મળે તો બધુ ય મળ્યુ માનો તમામ વસ્તુને સુધારનાર જગતના તમામ સુખ સાધનો મેળવી આપનાર દેવ, ગુરુ ધર્મની આરાધના જ છે, માટે તેમની એકાંત કલ્યાણકર, પરમ શીતલ છાયામા રહી સેવા, પૂજા વ્યાખ્યાન શ્રવણ આદિ અનુષ્ઠાનોમા આત્માને સકળાયેલો રાખો જગતના સુખ પણ તેના વિના નથી મળવાના, તેનાથી દૂર રહેવાથી એ મનોરથો પણ નથી ફળવાના સારા સ્થાને જતા 'કામ બગડે, વેપાર બગડે' એ એક

કુવિચાર છે કુવિચાર કેમ દૂર થાય ? સુવિચાર કેમ જળવાય ? વાસનાનો વિજય કઇ તથા કેની આરાધનાથી થાય ? તે સમજવાની પરમ આવશ્યકતા છે અનાદિ કાલથી જે વાસનાથી પનોટાયેલા છીએ તેથી દુ ખી દુ ખી થઇ ગયા છતાંય તેમાં પલટો ન થાય તો સુખ શી રીતે થાય ? એટલા જ માટે-દુ ખ દૂર કેમ થાય, એકાંત સુખ કેમ મળે, તેના કારણરૂપ વાસનાનો વિજય કેમ થાય એવી સમજણ માટે જ એના અવબોધ માટે-જ આજનો વિષય-છે એ સબંધી પૂજ્યપાદ ગુરુદેવ જે કાંઈ કહેશે તે હુ તથા તમે બધાય શ્રવણ કરીશુ

---

## પૂ. આચાર્યદેવનુ પ્રવચન.

અદ્ભુત આશ્ચર્ય !

શ્રદ્ધાળુ બાધવો ! આજનો વિષય નૂતન છે વિષય નવીન રાખવાનુ કારણ એક જ છે કે-जनस्तु नवीनप्रिय । જનોને નવીન વસ્તુ પ્રિય છે થોડા દિવસ કપડુ પહેર્યું કે બદલી નવુ પહેરવાનું મન થાય છે, એકનો એક ખોરાક પણ ગમતો નથી, ત્યા ય નવીનતા ગમે છે તાત્પર્ય એ છે કે આખી દુનિયાને નવી નવી વસ્તુ ગમે છે, જૂની વસ્તુ ગમતી નથી, છતા આશ્ચર્યની વાત છે કે, અનાદિ કાળના જૂના વિષયો, કષાયો, અનાદિનો સ સાર ગમે છે ! એમાથી છૂટવાનુ કેમ ગમતુ નથી ? ચારિત્ર પ્રત્યે, સ યમ પ્રત્યે, ધર્મ પ્રત્યે પ્રેમ કેમ જાગતો નથી ? કહો કે એ જ મોટી મૂર્ખાઇ છે દુનિયાને નવુ ગમે છે એ ધ્યાનમા રાખી આજે ' વાસનાનો વિજય રાખવામા આવ્યો છે અદ્ભુત આશ્ચર્યને અવલોકીને જ આ વિષય રાખવામા આવ્યો છે

પ્રશ્ન-અનાદિની પ્રવૃત્તિ ચાલુ રહે છે, એ જૂની પ્રવૃત્તિ ગમે છે ત્યા કાંઇ વૈશિષ્ય ખરૂ ?

વાસનાનું સામર્થ્ય એ જ વૈચિત્ર્ય! વાસનાનો વિજય એ ધ્યેયની સિદ્ધિ માટે જ આ તમામ છે જે વાસના ભવ વાસના પાશના પાશમાં ભ્રમણ કરાવે, ભટકાવે, મોક્ષ જતા અટકાવે, સંયમની રુચિ ન થવા દે, સંસારના કર્દમમાં જ ખૂંચેલા રાખે, અનંત દુઃખના વાસના પાશમાં કાયમ રાખ્યા જ કરે, ગિરફતાર જ રાખે, એ 'વાસનાનો વિજય' છે આજનો વિષય વિજય કોના પર? શત્રુ પર હોય મિત્ર પર વિજય ન હોય જે વિપરીત હોય, વિરુદ્ધ હોય તેનો વિજય કરવાનો હોય, તેના પર વિજય મેળવવાનો હોય દંડ દુષ્ટોને હોય, સજ્જનોને દંડ ન હોય, તેમને મજા ન હોય, આજના વિષયનું ધ્યેય પ્રચલિત આત્મામાં સંઘરાયેલી દુષ્ટ વાસનાઓના વિજયનું છે એવા વિજયના ધ્યેય માટે શ્રી જૈન ધર્મ છે દેશવિરતિધર્મ, સર્વવિરતિ ધર્મ, અપ્રમત્તાવસ્થા આ તમામ એ વિજયના ધ્યેયની સિદ્ધિ માટે છે એ ધ્યેયાનુસાર પ્રવૃત્તિ થાય છતાંય અપ્રમત્ત ન થવાય તો માનો ઘાંચીની ઘાણીના બળદની જેમ જ્યાંના ત્યાં જ! ઘાણીનો બળદ સવારથી સાંજ સુધી ફરે છે કેટલું? પણ છે ક્યાં? જ્યાંનો ત્યાં, માટે અપ્રમત્ત થવાની પરમ આવશ્યકતા છે અયોગી બનવું એ પણ એ જ ધ્યેય માટે છે, સાધક દશાના યોગી બનવું એ પણ આ ધ્યેય માટે છે, અયોગી તેમજ યોગી બનવું બને આજના વિષયના ધ્યેયની સિદ્ધિ માટે જે યોગીપણું છે છઠ્ઠા ગુણસ્થાનકથી તેરમા ગુણસ્થાનક સુધી. એ સાધકો કોણ? યોગીઓ, મુનિમહારાજાઓ, નિર્ગ્રંથ સાધુઓ વાસનાના વિજય માટે છે યોગીપણું, વાસનાની જડ ઉખેડવા માટે છે અયોગીપણું છેલ્લે છેલ્લે સત્તામાં રહેલી કર્મ પ્રકૃતિનો ક્ષય, ચૌદમે ગુણસ્થાનકે ગયા વિના ન થઈ શકે ચૌદમું ગુણસ્થાનક ને અયોગીપણું લેવા માટે છે ત્રણ યોગોનો સંબંધ ત્યાં છૂટી જાય છે

સૂતા, ઊઠતા, બેસતા જૈન શું વિચારે ?

આજનો વિષય છે વાસનાનો વિજય વાસના એ કઈ વસ્તુ ? વાસના મુખ્ય બે પ્રકારની રાગજન્ય, દ્વેષજન્ય રાગ અને દ્વેષ આ બે જ વાસના તમામ વાસના આમા સમાય. આત્મામા રાગદ્વેષનો પરિણામ તે વાસના એના નાશ માટે જ–આવા વિજય માટે જ શ્રી જૈનશાસન છે શ્રી જિનેશ્વર ભગ વાનનુ શાસન પામીને વિશિષ્ટ બળ ન મેળવ્યુ, રાગ દ્વેષની વાસના જબ્બર જ રહી તો જૈન થયાનુ, આ લોકોત્તર સ્થાન પામ્યાનુ ફલ શું ? જ્યા સુધી એવુ બલ ન કેળવાય ત્યા સુધી આત્મા આ બે વાસનામા વિહાર કરે, બન્ને વચ્ચે વિહાર કર્યા કરે, કા રાગ તરફ, કા દ્વેષ તરફ કોઇ વસ્તુ કે વ્યક્તિ તરફ તિરસ્કાર–ક્રોધ તે દ્વેષ અને તે તરફ પ્રેમ તે રાગ રાગથી મરવુ તે પાણીમા ડુબી મરવા જેવુ છે જ્યારે દ્વેષથી મરવુ તે આગમા બળી મરવા જેવુ છે મારનાર બેય છે, બેયથી મરણ છે, પ્રકાર ભિન્ન છે રાગ દ્વેષની આ વાસના અનાદિ કાલથી અન તા કાલથી આત્મામા એવી ગાઢ થઇ છે, એવી એકરૂપ બની છે કે તે દૂર કરવા જૈન દર્શન વિના આરો નથી જૈન દર્શન, જૈન શાસન વિના તે વાસના ( રાગદ્વેષ ) દૂર કરવાની બીજા કોઈની તાકાત નથી ' જૈન ' શબ્દનો ધાત્વર્થ જ એ સૂચવે છે जयतीति जिन ઇતિ તે જિન અને તેના અનુયાયીઓ તે જૈન–નામમાત્ર વિજય સૂચન છે, તેવો શબ્દ-પ્રયોગ નામમા જ છે સૂતા ઊઠતા, બેસતા જૈન એ જ વિચારે કે, જૈન નામનુ સાર્થક શુ કર્યું ?

જૈન શાસન વિજય માટે જ છે—

જૈન રોજ વિચારે, ઊઠતા વિચારે, સૂતા વિચારે કે જૈન નામનુ સાર્થક થાય એવુ થોડુ પણ તે શુ કર્યું ?

વિષયોને વહાલા ગણ્યા છે, કષાયોને હેળવ્યા છે એટલે એ પ્રવૃત્તિ તો ચાલુ છે, તેનો વિચાર કરવાનો નથી વિષય કષાયો થોડા થોડા ય કમી થતા જતા હોય, તેવી પ્રવૃત્તિ જેટલી બને તેટલી આહિસ્તા આહિસ્તા (આસ્તે આસ્તે) શને શનૈ કમી થતી જતી હોય તો તો સમજો જૈન શબ્દની વ્યુત્પત્તિ જમી ગઇ, હૃદયમા રમી ગઇ, પણ જો એ વિષય કષાયો જૂના દોસ્તો કમી ન થતા હોય તો સમજી લ્યો કે જૈન શબ્દની વ્યુત્પત્તિ વાળુ તમારુ તેવુ નામ સાર્થક થયુ નથી જૈન તે કે જે ક્ષણે ક્ષણે કાઇ ને કાઇ ચારા માર્ગે પ્રવર્તન કરે. સસારથી પાછા હઠાયુ હોય, ધર્મની કાઇક વૃદ્ધિ થઇ હોય, વિષય વૃત્તિ વિસરાઇ હોય અને ત્યાગવૃત્તિ જાગી હોય, દોષવૃત્તિ ટળીને ગુણગ્રહણ વૃત્તિ આવી મળી હોય તો માનો તેટલે અશે તમે વિજય માર્ગે છો, તેટલો આશિક વિજય છે કેટલાકને કેવળ દોષ જોવાની જ ટેવ છે, આ આવો અને આ તેવો તે ઠીક નહિ પણ ગુણ જોવાની ટેવ પાડવી જોઇએ વ્યક્તિરાગનુ વલણ પલટાઈ ગુણરાગ તરફ અમુક અશેય વળ્યુ હોય, આવુ થોડુ થોડુ પણ થતુ જતુ હોય તો અમુક અમુક અશે વિજય સૂચવે છે જૈન શાસન વિજય માટે જ છે, સર્વાશે વિજય આ શાસનથી જ થઇ શકે તેમ છે

**વાસનાની પરપરા અર્થાત્ પરપરાગત વાસના.**

રાગદ્વેષની વાસના કેવી જબ્બર છે તે જાણવા એક દૃષ્ટાન્ત સમજવા જેવુ છે કપાસીઆ (કપાસના બીજ) લાલ રગના જો ક્ષેત્રમા વવાણા તો તેના પાકમા લાલાશ ઉતરશે, નવા કપાશીઆ તથા કપાશ લાલ થશે જૂના કપાશીઆ તો નષ્ટ થયા પણ લાલાશ મૂકતા ગયા તેમજ આ કપાશીયા પણ નષ્ટ થશે પણ બીજામા લાલાશ મૂકતા જશે આપણા રાગદ્વેષ અનાદિના છે 'આ જન્મમા નવા પણ થાય દરેક સાથે જે રાગદ્વેષ થાય તે

બીજા ભવના જ હોય તેવો નિયમ નથી પણ પછી ત્યાથી ચાલે આગળ, કપાસીઆની જેમ, જૂના રાગદ્વેષ નષ્ટ થતા જાય, અને જીવોમા વાસના મૂકતા જાય જૂના માકડ મરતા જાય અને લીખ મૂકતા જાય. રાગ દ્વેષની વાસનાની પર પરા આમ ચાલે, અને પર પરાગત છે એટલે અનાદિથી છે કપાસીઆની જેમ કોઈ સુગધી પદાર્થનુ દૃષ્ટાન્ત લ્યો. તે કોઇ કપડામા રાખો, પ્રવાહી હોય તો છાંટો, એ કપડાની તમામ ગડીમા સુવાસ પ્રસરશે, પાસેના કાપડને પણ તે સુવાસ મળશે

પ્રથમ વાત એ કે પાપ વાસનાથી દૂર રહો.

પાપ વાસના ભયકર છે તેના યોગે જન્માનરથી, અનાદિથી આ આત્મા ભવભ્રમણ કરી રહ્યો છે, અહિ થી તહિ ચારેય ગતિઓમા ભટકી રહ્યો છે માટે તેના પાસથી દૂર રહેવાની કોશીશ કરો, વિષયથી દૂર રહેવાનો પ્રયાસ કરો પાપથી દૂર રહેવુ એ જ ખરો વિજય છે પાપથી વિરમવુ એ જ વાસ્તવિક વિજય છે યુદ્ધાદિ કરી આ લોકનો (લૌકિક) વિજય મેળવ નારાઓથી તો દુનિયા ભરી છે પૈસાદાર પાડોશી તેવો પ્રસગ બનતા કોર્ટે જાય, પૈસા ખરચે અને વિજય મેળવે, એવો વિજય મેળવનારા તો નેકડોન્હજારો છે પરન્તુ પાપથી વિરમ નારા, પાપથી દૂર રહેનારા, પાપથી બચનારા એટલે એનો વિજય કરનારા, એને પરાસ્ત કરનારા, એના પર વિજય મેળ વનારા વિરલા! લૌકિક વિજય મેળવનારા જીત્યા કહેવાય છતા મર્યાજ પડ્યા છે જ્યારે પાપથી બચનારો, પાપનો વિજય કર નારો જીવતો છે એનુ જીવન જીવજીવન છે પેલાઓનુ જડ જીવન છે પ્રભુ, શ્રી જિનેશ્વરપ્રભુના શાસનમા રહેલાઓ વિજય કૂચમા છે એ કૂચમા પીછેહઠ ન થાય અહિ વિજય ન થાય તો થવાનો કયા? અનતી વાર મરી ચૂકયા, મરીએ છીએ હવે જો વિજય ન કરીએ, વિજય પ્રાપ્ત થાય તેવુ શાસન પામ્યા

છતા વિજય ન કરીએ તો આરો એકે નથી સંસારથી—આ ભીષણ સંસારથી છૂટી શકાય તેમ નથી આ સંસારથી છૂટવા માટે, આત્માનો અનંત આનંદ લૂટવા માટે, સિદ્ધ ભગવન્તોના સુખને લુંટવા માટે, કર્મોને કુટવા માટે વિજય કરો, પાપવાસનાથી ખસો, બચો, દૂર હઠો, દૂર રહો, પાપવાસનાથી દૂર રહેવાય, ધર્મવાસનામા આગળ વધાય તો જ કર્મ કૂટાય, તો જ સંસારથી છૂટાય, તો જ આત્માનો અનન્ત આનન્દ લૂટાય, તો જ સિદ્ધ ભગવન્તોના સુખ લુંટાય પ્રથમ વાત એ છે કે પાપ વાસનાથી દૂર રહો

વો દિન કહા ?

ભોગ ભોગવનારા ભોગવાઇ રહ્યા છે, છતાય માને છે ભોગભોગવે છે એ આશ્ચર્ય રાગ પેદા કરનાર સાધન શબ્દ છે શબ્દમા લટ્ટુ બન્યો, લયલીન બન્યો પાપ કર્મ કરનારી, અનાચાર કરનારી વેશ્યાઓના ગીતગાન સાંભળવામા પાગલ બન્યો, ત્યા દશા શી ! એવા હજારો દેખાય છે જ્યારે શ્રી જિનાલયમા ગીતગાન ગાવા, સાંભળવા, પ્રભુ ભક્તિમા જોડાવા, ત્યા સંગીતની ધૂન જમાવવા કે જમાવટમા જોડાવા કેટલા તૈયાર ! શ્રી જિનાલયમા ઘડી બે ઘડી તે માટે આવનારા કેટલા ! વેશ્યાને ત્યાં જનારાઓ ત્યા લક્ષ્મીનો તેમજ કિંમતી જીવનનો વ્યય કરે છે, કહો લક્ષ્મી તથા જીવનને વેડફે છે, વિડંબિત કરે છે ત્યા જે રસથી જવાય છે, ડોલાયમાન થવાય છે, તન્મય થવાય છે તેમ અહિં બને તો પ્રભુભક્તિમા, તન્મય થવાય તો, પ્રભુની વાણીશ્રવણમા રંગ લાગે તો સદ્દનુ જ્ઞાનની લગની લાગે તો હથેલીમા મુક્તિ છે પણ વો દિન કહા !

વાત એ છે કે દુષ્ટ વાસનાની અસર ઝપાટાબંધ થાય છે, કેમકે અનાદિ કાલથી ઘર કરી રહેલી છે, જ્યારે સુવાસનાની અસર જલદી થવી મુશ્કેલ છે જ્યા કાદા( ડુંગળી ) તથા લસ

લુની ગંધ ( દુર્ગંધ ) પેઠી ત્યાં કસ્તુરીનો પટ શી રીતે પેસે? કુકર્મો, મિથ્યાત્વ વિગેરેની વાસના અનાદિની છે શ્રી મુનિસુંદર સૂરિ મહારાજ ઉપદેશરત્નાકરમાં ફરમાવે છે કે નવો ઘડો સારો, જીવ નવા ઘડા જેવો સારો, જેવો વાસિત કરવો હોય તેવો તરત થાય. પૂ શ્રી મુનિસુંદરસૂરિજી મ૦ સુપ્રસિદ્ધ છે છઠ્ઠને પારણે આયંબિલ ફરી છઠ્ઠ એ રીતિએ ઉગ્ર તપશ્ચર્યા કરનારા તપસ્વી મહર્ષિ શ્રી સંઘની શાંતિ માટે સંતિકર સ્તોત્રની રચના કરનારા, તે સ્તોત્રથી મારીને હઠાવનાર તેઓ મહામુનિ હતા એ મહાપુરુષની એ વાણી જ બીજરૂપ, તેમની વાણી જ મંત્રરૂપ હતી ભાગ્યવાનના મુખનો શબ્દ જ મંત્રરૂપ હોય છે જ્યારે અભાગીઓ મનુષ્ય મંત્ર વાસિત શબ્દ બોલે તો યે તે અમંત્રરૂપ થાય, પુણ્ય પણ જોઇએ ને! એ પુણ્ય, એ ત્યાગ એ હૃદય, એ માનસિક વર્ચસ્વ તેઓશ્રીમાં અનેરૂં જ હતું જ્યાં ત્યાગનો અખંડ રાગ હોય પછી વાણી મંત્ર બને તેમાં શી નવાઇ! **नमो अरिहंताण, नमो सिद्धाण** એ સૂત્રોનો કેવો અનિર્વચનીય મહિમા! કોઇને નવકાર ન આવડે અને ભાષામાં બોલે કે, 'અરિહંતને નમસ્કાર થાઓ, સિદ્ધને નમસ્કાર થાઓ,' તો શું સૂત્રોચ્ચાર જેવું કામ આપે? તે આહ્લાદ જાગે? તે ચમત્કાર દેખાય? કહેવું જ પડશે કે નહિ, સૂત્રો રચનાર કોણ? શ્રી ગણધર ભગવંતો, તેમના મુખની વાણી બીજાક્ષરરૂપ છે જેના મોમાં માંસનો લોચો છે એવી મરતી સમળી '**नमो अरिहंताण**' એ સૂત્રશ્રવણથી રાજકુમારી સુદર્શના બની! કેવો સૂત્રમહિમા! આ પ્રભાવ ભાષાનો નહિ પણ બીજાક્ષરરૂપ સૂત્રનો, નવકાર મહામંત્રનો મહિમા બીજાક્ષરરૂપસૂત્ર હોવાથી છે કાષ્ઠમાં બળતા નાગને પ્રભુ શ્રીપાર્શ્વનાથ ભગવાને કાષ્ઠ ચીરાવી બચાવ્યો, જે દગ્ધ હતો, તડફડતો હતો, પ્રભુએ નોકર પાસે શું સંભળાવરાવ્યું? **नमो अरिहंताण** આદિ સૂત્ર પદોવાળો નવકાર તડફડતો સર્પ

શાંત થયો પ્રભુએ અમૃતનુ સિંચન કર્યું આ રીતે જેના શબ્દો મંત્રરૂપ હતા એવા શ્રી મુનિસુંદરસૂરિજી કહે છે કે-નવા ઘડા જેવો જીવ સારો જેઓમા દુષ્ટ વાસના ભળી હોય, ખરાબ સંગતે જેઓ બદચાલે ચાલતા હોય તેઓની વાસના પલટાવવી પડે, એ પલટો કરાવવો મુશ્કેલ પણ એક બાલક હોય કે અવાસિત હોય ત્યા તો જેવી વાસના નાખો તેવી ત્યા દાખલ થાય, સુંદરમા સુંદર સંસ્કાર ત્યા નાખી શકાય, કેમકે તે અવાસિત હોય છે વાસિતમા પલટો કરાવવો, પ્રથમની વાસના દૂર કરી બીજી ભેળવવી મુશ્કેલ છે બાલદીક્ષા શ્રેષ્ઠ શાથી ? આથી જ બાલ અવાસિત છે માટે જ તેનુ બલ અજબ છે, તાજુ છે, બિન આશ્રિત છે બાલ શુ કરી શકે એ પ્રશ્ન જ ખોટો છે

બીજા અમૃતો ઔપચારિક છે, ખરૂ અમૃત ધર્મ જ છે,
તે પણ શ્રી વીતરાગનો જ ધર્મ—

આત્મામા અનંતબલ છે, તે દુષ્ટ વાસનાઓથી ઢંકાયેલુ છે તેનો વિજય મેળવી અનંત બલવાન બનવુ હોય, અનંત સુખમા ભળવુ હોય, સાચા સુખની કળી ખીલવવી હોય, પાપ માત્રને દળવુ હોય, જીવન કૃતકૃત્ય કરવુ હોય તો શુ કરવુ જોઈએ ? અનંત જ્ઞાનીના શરણે જવુ જોઈએ, તેમની આજ્ઞા શિરસાવંદ્ય માનવી તથા વહેવી જોઈએ એમના શિક્ષાસૂત્રો હૃદયમા અંકિત કરવા જોઈએ રોજ પ્રાત કાળે ઉઠી વિચારવુ જોઈએ, કયુ સુકૃત કર્યું

> उत्थायोत्थाय बोद्धव्य, किमद्य सुकृत कृतम् ।
> आयुष. खण्डमादाय रविरस्तमय गतः ॥

શબ્દાર્થ—રોજ ને રોજ ઉઠી ઉઠીને વિચાર કરવો જોઈએ કે મે આજ શુ સુકૃતનુ કામ કર્યું ? કારણ કે આયુષનો એક ટુકડો લઈને સૂર્ય અસ્ત થયો છે ને તેમા કાંઈ સુકૃત નથી કર્યું તો મારૂ જેટલુ આયુષ્ય ગયુ તેટલુ જીવન હારી ગયો

રોજ ઊઠી ઊઠીને વિચારવાનુ કે આ જન્મ ધારણ કરીને મેં પુણ્યનુ કામ કેટલુ કર્યું ? પાપના કામ તો ચાલુ જ છે, તેનો તો પાર જ નથી, એમા વિચારવાનુ છે જ શુ ? પાપ ને સતાપ તો ચાલુ જ છે થોડુ પણ અમૃત કયાથી ? અમૃતનુ બિદુ ઝેરના કેરને દૂર કરી લહેર કરાવે અમૃતબિદુરૂપ સારી વાસના થોડી પણ સહેજ નથી અનાદિની નરસી વાસના દૂર થાય ત્યારે સુધા સમાન સારી વાસના આવે, ભાગ્યવાનને તેવી વાસનાનો યોગ મળે છે એ જ સાચુ અમૃત છે બીજા અમૃતો ઔપચારિક છે મીઠામા મીઠુ શુ ? અમૃત શ્રી જિનેશ્વરભગવાન જન્મે ત્યારે શક્રેન્દ્ર તેમના અગૂઠામા અમૃત સક્રમાવે છે, કેમકે તીર્થંકરદેવો સ્તનપાન કરતા નથી એ ઈદ્રે સક્રમાવેલુ અમૃત પણ અજરામર ન કરી શકે ધર્મરૂપ અમૃત જ અજરામર કરે છે

न मृत यस्मात् इति अमृतम् એવુ અમૃત કેવલ ધર્મ જ છે અને તે પણ કેવળ શ્રી વીતરાગદેવે પ્રરૂપેલોજ ધર્મ, કેમકે એ જ ધર્મ વીતરાગતાનો પોષક છે, રાગનો શોષક છે એવા ધર્મની ક્ષણભર હાર્દિક અનુમોદના થઇ જાય તોય અનુમોદના કરનારની સસારમર્યાદા અર્દ્ધપુદ્ગલપરાવર્તમા આવી જાય આ પરાવર્તન કરનાર જે ધર્મની ક્ષણભરની અનુમોદના છે તે ધર્મની અટલ શ્રદ્ધા તથા તદનુસાર વર્તન શુ ન કરે ? કહો વિજય એ ધર્મથી જ છે, ખરૂ અમૃત ધર્મ જ છે, બીજા અમૃતો ઔપચારિક છે

રોજનો એકરાર.

અનાદિની વાસનાનો વિજય કયારે થાય ? વાસનાનો સર્વથા વિજય સુદેવે કર્યો છે, વાસનાના સર્વથા વિજય પથે સુગુરુઓ અડગપણે કૂચકદમ કરી રહ્યા છે અને સુધર્મ તો એટલાજ માટે છે, આ તત્ત્વત્રયીના શરણની વાસનાના વિજય માટે પરમ આવ-

શ્યક્તા છે પરમાત્માની વાણીની તે માટે પરમ આવશ્યકતા છે એ શબ્દો કાને પડે, કે માનો વિજય સિદ્ધિનો અજબ ચમત્કાર અનુભવાય છે અનાચારી લોકો શબ્દાદિના રાગી થઇ રાડોના ભાડો થઇ રાતદિન ગીતગાન સાભળવામા, નૃત્ય અભિનયાદિ જોવામા નિર્ગમન કરે છે, તેવાઓ ઘણા છે જ્યારે કલાક બે કલાક પણ પ્રભુભક્તિમા તન્મય થનારા, ત્યા ચાલતી પૂજાદિના ગીતગાનમા હાજર રહેનારા, પ્રભુની વાણી નિ*ત*ર શ્રવણ કર નારા વિરલા! કારણ એક જ કે અનાદિની વાસના તેવા તેવા સ્થાને ખેચે છે વાસના પોતાનુ કામ કરી રહી છે અન*ત* બલવાન બનીએ તો તેના પર વિજય મેળવાય ત વિના વિજય મુશ્કેલ છે વાત છે રાગ દ્વેષની, વાસનાના પ્રકાર મુખ્ય બે (૧) રાગ તથા (૨) દ્વેષ પ્રથમ તો દ્વેષ દૂર કરો જ્યા જ્યા દ્વેષ હોય ત્યાથી પાછા હઠો ખમાવો, ખમો પચ્ચીશ જણા સાથે દ્વેષ હોય તો તેમાથી પાચ સુધી આવજો અને તેમનેય પ્રસ*ગ* ઊભા કરી ખમાવજો વ*દિ*ત્તાસૂત્રમા રોજ શુ બોલો છો? मित्ति मे सव्वभूएसु वेरं मज्झ न केणइ। તે હૈયેથી કે હોઠેથી? પ્રભુની સાથેય ઠગાઇ? દુનિયામા વેપારી આદિ સાથે, ઘાહકાદિ સાથે ઠગાઇ, અરે, ગુરૂ સાથેય ઠગાઇ, પણ ભગવાનની સાથેય ઠગાઇ? સર્વ સાથે, જીવ માત્ર સાથે મૈત્રીનો કરાર-એકરાર કયા રહ્યો? જો ન ખમો ખમાવો, દ્વેષ દૂર ન કરો તો! હૃદય વિશાલ બનાવવુ જોઇએ, ઉદાર બનાવવુ જોઇએ તે કેમ બને?

**જેમનામા સામાન્ય સસ્કાર પણ ન હોય તેઓ નામના જૈન છે.**

તેવીજ રીતે રાગની વાસનાથી પણ દૂર હઠવા પ્રયત્ન કરો જ્યા જ્યા રાગ થાય ત્યા વિચારો આ તો અનતીવાર મળ્યુ, એમ વિચારી ત્યા સ*કો*ચ કરો, ક્રમસર વિરમો અમુક દિવસે કે દિવસોએ બ્રહ્મચર્ય પાળવાનુ નક્કી કરો સ્ત્રી સાથે એ દિવસો માટે નક્કી કરો કે તે દિવસોએ બન્નેએ વિના હાવભાવે જ વર્તવુ

સંયમની પ્રીતિ તો છે ને? બ્રહ્મચર્ય પણ સંયમ છે બ્રહ્મચર્યના પાલનમાં હાવભાવના દાવ દવ લગાડનારા છે માટે તે દાવ ન થવો જોઇએ, અને તો જ સુખનો લ્હાવ મળે. અમુક દિવસો શીલ પાળો જેટલી રાગવાસના તોડી, તેટલો વિજય. શીલ તો વિજયવંતુ છે શીલપાલનથી જ જૈન નામની સાર્થકતા છે અન્યથા નામના જૈન જેને જૈન શબ્દનો અર્થ માલૂમ ન હોય તેઓ નામના જૈન છે છકાયના નામ ન જાણે, બાર વ્રતના નામ ન જાણે અને 'હું જૈન, હું જૈન' ઢંઢેરો પીટે તેથી શું? ત્યાં જૈનત્વ કેમ મનાય કે જ્યાં સામાન્ય સંસ્કાર પણ દેખાતો ન હોય! અરે! જૈન શાસન મળ્યું જ ત્યારે કે જ્યારે અમુક વાસનાનો વિજય થયો જેમકે પહેલાં આ જીવ કુદેવ, કુગુરુ, કુધર્મની ઉપાસનામાં હતો યાનિ મિથ્યાવાસનામાં હતો જૈન બન્યો એટલે એ ગયું હવે સુદેવ, સુગુરુ, સુધર્મની આરાધનાની વાસના આવી આટલી કુવાસનાના ત્યાગથી જૈન બનાયું"

સર્વધર્મસમભાવ!

પ્રશ્ન—આ રીતે સર્વધર્મસમભાવ શી રીતે રહે? સર્વધર્મસમભાવ એ ગુણ કે દોષ?

અજ્ઞ તથા વિષ્ટાને એક સરખા ગણવા જોઇએ એમ કહેવું મૂર્ખાઇ છે ભલું ખરું એક દૃષ્ટિએ જોવાય? એમ જુએ તે દેખતો કે આંધળો? એ વાત ખરી કે ત્યાં (બીજે–બીજા ધર્મ પર) દ્વેષ ન જોઇએ સમભાવનો અર્થ ગોળ ખોળને એક ગણવાનો નથી પણ ત્યાં (બીજે) દ્વેષ ન કરવો, તે છે. સાચાને જૂઠાને સમાન ગણવા એવો એનો અર્થ નથી. ૧૪૪૪ ચૌદસે ચુમ્માલીસ સમર્થ ગ્રન્થકર્તા પૂ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કહે છે

सममावमावियप्पा निव्वाण तस्स निरिथ संदेहो।

સમભાવવાળાને મુક્તિનો સંદેહ નથી એ વાત ખરી, પણ તે સમભાવ સુખદુઃખમાં સમાન, શત્રુ મિત્રની સાથે સમાન, ઇષ્ટાનિષ્ટમાં સમાન રહેવા માટે સમભાવની ચેતવણી અપાઇ, શ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ રાગદ્વેષના અંશમાત્ર ન લેપાવાની, આત્માને સમભાવમાં રાખવાની ચેતવણી આપી. સમભાવનો અર્થ એ નથી કે શ્રેષ્ઠ તથા દુષ્ટ તમામને સમાન ગણવા ભૂરા ભલાને જાણવાની તમન્નાજ ન હોય, ત્યાં માણસાઇ ન હોય, અને ત્યારે ભલા બૂરાને સમાન કોટિમાં મૂકાય ? જે ચીજ જે સ્વરૂપે હોય તે સ્વરૂપે જણાવે ને મુક્તિ અપાવે તે ધર્મ સાચો એ સ્પષ્ટ છે અલબત્ત! બીજા ધર્મવાળા પર પણ દ્વેષ ન હોય, તે ય ધર્મવાળા સાચો ધર્મ પામે એવી ભાવના, એવો પ્રયત્ન હોય મોઢે મીઠી મીઠી, મોટી મોટી વાતો કરે પણ હૃદયમાં દ્વેષ હોય ત્યાં સમભાવ નથી સમભાવનો અર્થ ભલી પ્રકારે સમજો

**પ્રશસ્ત દ્વેષ**

પ્રશ્ન—પ્રશસ્ત દ્વેષ ન હોય ?

વસ્તુત પ્રશસ્ત દ્વેષ ન હોય. દ્વેષ અને પ્રશસ્ત કેવી રીતે હોય દ્વેષ કોને કહે ? 'આનુ બૂરૂ કરૂ' એ ભાવના થઈ ત્યા દ્વેષ હા ! છોકરાને કે કોઇને તેના ભલા માટે માર્યો, ગુસ્સો, હૃદયમા રાગ છે પણ ઉપરથી આવુ વર્તન છે ત્યા વ્યવહારથી પ્રશસ્ત દ્વેષ કહી શકાય. પારધીએ જાળ બીછાવી છે, કબુતરને ફસાવવા તેમા ચણ ( જુવાર ) નાખેલ છે, કબુતર ભેળાં થયા છે, પણ પારધી જાળમા ફસાવે તે પહેલા દૂર ઉભેલા દયાળુએ કબુતરને નસાડવા બંદુકનો ધડાકો ( અવાજ ) કર્યો, કબુતર ઊડી ગયા, બચી ગયા. બંદુક ફોડનારનો બચાવવાનો હેતુ છે, દયાનો રાગ છે પણ કબુતર તો તેને દ્વેષી માનશે, આમ આવા આવા પ્રસંગે વ્યવહારથી પ્રશસ્ત દ્વેષ ભલે કહેવાય બાકી વસ્તુત પ્રશસ્ત દ્વેષ ન હોય સામાના ભલાની હૃદયમા ભાવના હોય અને ઉપલક દેખાવ

દ્વેષનો હોય ત્યા તેને પ્રશસ્ત કહી શકાય પણ હૃદયમા જ માલિન્ય હોય તો નહિ, કેમકે દ્વેષનો સામાન્ય અર્થ બીજાના બૂરાની ભાવના છે, નમુચિને વિષ્ણુકુમારે ભોય ભેળો કર્યો પણ હૃદયમા તે ભાવના નહોતી કે આના પ્રાણ લઉં પણ શાસનનો બચાવ કરવાની હતી પ્રશસ્તની વ્યાખ્યા ઘણી ઉંડી છે

આતર બાહ્ય ભેદ

પ્રશ્ન—કષાયના આતર તથા બાહ્ય એવા ભેદ હોય ?

આમ પૂછનાર કે માનનાર શીત ભૂલે છે, કે એવા ભેદ ન હોય એક પણ ચીજ એવી નથી કે જેના આતર તથા બાહ્ય ભેદ ન હોય તપમા આતર તપ તથા બાહ્ય તપ કહ્યો, સયમ ધર્મ, ભક્તિ બધામા એ પ્રકાર છે તો કષાય કયું છોગુ કે ટોપ લાવેલ છે કે તેના તેવા ભેદ ન હોય !

પ્રશ્ન—કષાય તો મનનો ગુણને ?

માનસિક કષાય અ તઃ સ્વરૂપમા જાય એકના હૃદયમા કષાયનો લેશ પણ કલેશ નથી પણ દેખાવ એવો રાખવો પડે કે જોનારને તે કષાયવાળો લાગે, મો બગાડવુ પડે, ભ્રકુટિ ચડાવવી પડે, પ્રસ ગે તેમ કરવુ પડે પણ હૃદયને સ્પર્શે નહિ આતરિક કષાય મનનો, કાયિક કષાય બહારનો, આતરિક કષાયમા સામાના બૂરાની જ ભાવના હોય કાયિક કષાયમા બહારનો ડોળ હોય બીજાના ભલા માટે તેવો દેખાવ કરવો પડે, તે બાહ્ય કષાય, પોતે તરતો તરતો ય બીજાને બચાવવા ડુબકીયો માર્યા કરે પણ અ દર તર્યા કરે ઉપરથી કષાયિત પણ પોતાના સ્વરૂપમા જાગતો હોય અ તરથી ભાન ભૂલે તો વાધો વિષ્ણુકુમારે લાખ જોજનનુ રૂપ કર્યું પાછળથી સહેજ કષાયમા

આવ્યા, ત્યારે દેવોએ તેમના કાનમા જઇને દ્રુપદ રાગમા શમભાવનુ શિક્ષણુ આપ્યુ, એટલો અ તર કષાય ત્યા આવ્યો એટલા પૂરતુ પ્રાયશ્ચિત્ત આવ્યુ.

**આતર રાગ, બાહ્ય રાગ**

વાસનાના મુખ્ય બે પ્રકાર રાગ તથા દ્વેષ માયા તથા લોભ છે રાગમા, ક્રોધ તથા માન છે દ્વેષમા

પ્રશ્ન—રાગમા આતર રાગ, બાહ્ય રાગ શી રીતે ?

દુનિયામા, દુન્યવી પ્રવૃત્તિમા અ'તરથી એક રચ્યોપચ્યો છે તે અ તર રાગ સ્વમાનસ પ્રત્યક્ષ છે એક માણુસ કુટુ બને કાઢવા માટે વર્ષ બે વર્ષ સ સારમા રહે તો ત્યા બાહ્ય રાગ છે પાણીમા ડુબતાને બચાવવા માટે કોઈ પાણીમા ડુબકી મારે પણુ એ ડુબકી અ તરની નથી, બહારની છે, ડુબતાને બચાવવા માટેની છે બીજાને બચાવવા તે ઊંડે ડુબે પણુ પેલાને બચાવે, એ પોતે તરી રહ્યો છે

સભામાથી–પણુ દુનિયા તો ડુબતો માને, ભ્રમમા પડે ને !

થોડીવાર વાટ જૂએ, પેલો બહાર નીકળે એટલે તો ભ્રમ ભાગે ને ! પછી એને આશ્ચર્ય લાગે, સત્ય સમજાય, થોડીવાર ટકીને રાહ જોવી પડે

**ઘેબર અભક્ષ્ય, કુમારપાલ માટે, શાથી ?**

વિષય છે વાસનાના વિજયનો વાસના રૂઢ થયા પછી ખસવી મુશ્કેલ છે નાનપણુમા અમુક ચીજ ખાવાની આદત પડી, તેનુ મન ઘડપણુમાય થઈ જાય નાનપણુમા બટાટા, મૂળા, ગાજર ખાધા હોય, પછી બ ધ કર્યા હોય પણુ કોઇને ખાતા દેખતા વાસના આવીને ઊભી રહે પરમાહ'ત કુમારપાળ મહારાજાને

ઘેબર ખાતા પૂર્વાવસ્થામા માસ ખાધેલુ હોવાથી માસ યાદ આવ્યું તરત જ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી પાસે આવીને પૂછે છે "ભગવન્! ઘેબર ભક્ષ્ય કે અભક્ષ્ય"? શ્રી હેમચદ્રસૂરીશ્વરજી કહે છે "રાજન્! તમારે માટે અભક્ષ્ય" ઘેબર છે ભક્ષ્ય પણ માસ ખાનાર માટે માસની સ્મૃતિ કરાવનાર હોઈ અભક્ષ્ય છે કુમાર પાળે હાથ જોડયા, કહ્યુ, માન્યુ, 'આપના જ્ઞાનની બલિ હારી'! એટલુ જ નહિ પણ એમને શ્રી કલિકાલસર્વજ્ઞ કહ્યા કુમારપાળે આડ બરપૂર્વક એ બિરુદ એમને આપ્યુ

પ્રશ્ન—શાસ્ત્રાધારે શ્રી હેમચદ્રસૂરીશ્વરજીએ કહ્યુ ?

એ પોતેજ શાસ્ત્રમૂર્તિ હતા પ્રથમ આવો પ્રસગ ન બન્યો હોય ત્યા શાસ્ત્રમા ઉલ્લેખ ન પણ હોય પણ પોતે જ સાક્ષાત્ શાસ્ત્રમૂર્તિ હતા, મ્હોને! ત્યા પ્રશ્ન ન હોય આગમમૂર્તિ કહે ત્યા 'કયા આગમમા' એમ ન પૂછાય

તાત્પર્ય કે વાસના ઘણી ખગખ છે, ભયકર છે કુમારપાલ મહારાજા તો પરમ શ્રાવક હતા, ત્યાય આવીને તે ખડી થઇ તો બીજાની શી દશા! વિષય વાસનાથી પર રહેતા શીખો, તને મારતા જ શીખો કુટેવોને છોડો, દૂર રહો તો જ વિજય થાય કારમી કુટેવ!

પડેલી કુટેવ જલદી જતી નથી પણ માથાનો મળે તો જાય એક રાજાના અ ત પુરમા કેટલીક રાણીઓ હતી. તેમા એક રાણી પાછળથી એવી આવી ગઇ કે જેને બ્હાણુ વાય કે લડવા જોઇએ. એને લડવાની કુટેવ પડી ગઇ હતી જેની સાથે લડે તેને એવી રીતે પકડે કે સામાને ઓખરો કરે ત્યારે છોડે, અને બોલવામા તો પૂછવુ જ શુ! જેના કપાલમા દૂતરૂ પેઠુ હોય તેને ભરયા વિના ચેન પડે? તમામ રાણીઓ કટાળી ગઇ

હતી આખરે તમામે ભેળી થઇ રાજાને વિનતિ કરી, 'મહારાજા! તમે આને લાવીને આખા અતપુરમા સળગતો પૂળો મૂકયો છે આ ત્રાસ હવે અમારાથી નથી સહેવાતો માટે કાઇક ઉપાય કરો અમારે એની સાથે આ રીતે વસવાનુ પાલવે તેમ નથી એને જૂદો વસવાટ, જૂદો રસ્તો, જૂદુ સ્થાન આપો રોજ જ્યા રગડા,ઝઘડા થતા હોય ત્યા અલગ રહેવાથી બચાવ થતો હોય તો તે ઇષ્ટ જ છે રાજાએ સાભળ્યુ અને માન્યુ, રાજાએ એવો બદોબસ્ત કરવાનો હુકમ કર્યો કે જેથી તેનુ સ્થાન, તેનો માર્ગ અલગ જ બને ત્યા જ્યારે કડીયા વિગેરે આડી ભીંત ચણવા લાગ્યા ત્યારે રાણી એમને દાંટવા લાગી– એમની સાથે ઝઘડવા લાગી ને રાજાને બોલાવવા દાસીને મોકલી એને બસ લડવાની જ કારમી કુટેવ હતી તે આ રીતે અટકે! અટકવાનો ઉપાય થાય એ એને કેમ પાલવે?

**વીંછી ડંખવાનો સ્વભાવ ન મૂકે તો ઉપકારી બચાવવાનો સ્વભાવ કેમ મૂકે?**

રાજા આવ્યો રાણીએ ફરિયાદ કરી કે, 'આ રીતે બીજાનુ માની મને દુખી કરવી છે?' રાજા ન્યાયી હતો, સાભળનારો હતો, ખૂટ લે કે શુટ કરે તેવો ન હોતો જ્યા લાબા કાલની આદત પડી હોય તે એકદમ ન જાય લાબા કાલની કે ભવોની આદત જેને પડી હોય તેનામાથી તે એકદમ ન જાય તેટલામાટે ત્યા ખૂટ લેનાર કે શુટ કરનાર પોતાના આત્માને જ લૂટે છે સૌ સૌના સ્વભાવમા વર્તે પેલા ફકીરનુ દૃષ્ટાન્ત સાભળ્યુ છે! એક ફકીર હતો એક વીંછી તડકે પડયો હતો તેને ઉઠાવી તેણે છાયે મૂકયો, વીંછીએ તો ડખ માર્યો ફરીને પાણીના વહેણથી વીંછી તડક આવ્યો, ફરી ફકીરે છાયે મૂકયો, ફરી વીંછીએ ડખ માર્યો ચેલો કહે છે "આવો ધધો હોય! એ ડખ્યા કરે અને તમે તડકેથી છાયે મૂકયા કરો!' ફકીર કહે છે "મૂર્ખ વીંછી

જો એનો ડખવાનો સ્વભાવ ન છોડે તો હુ ફકીર, બીજાને બચાવવાનો સ્વભાવ કેમ છોડુ ?" આ તો જરૂી ફકીર હતો, એની પણ આ ભાવના, તો લોકોત્તર ફકીરનો તો શી વાત! એ ફકીરનો એ જ સ્વભાવ કે બીજાના ડખ સહીને પણ તેનુ ભલુ કરવુ આજ તો જરા કોઈ મદદ માગશે તો તેને જોતાજ કહી દેશે "બસ! નાલાયક અહિ ન આવતો, તુ મદદને યોગ્ય નથી વિગેરે" દે તો નહિ પણ તેના દોષ જુએ એ આવો છે ને તેવો છે પણ જો દોષ જ જોવા જશો તો ધર્મનો કોશજ નહિ રહે પૂર્વ કર્તવ્યથી, પૂર્વના દોષથી દુખી છે, થાય તો ભલુ કરો, ન ભલુ થાય તો મૌન રહો, કર્મની સ્થિતિ વિચારો જાત છતા કજાતમા ગયો!

પ્રશ્ન—ત્યારે જે મનુષ્ય મારવામા માને, 'મારો, મારો' એવો પ્રચાર વાણીથી કરી, કાયાથી તેવી પ્રવૃત્તિ કરે તેને વીછી જેવો ગણવો ?

કોઈ તેવી તુલના કરે તો સામાન્યત ઠીક, વસ્તુત ઉચિત નથી વીંછી તો અજ્ઞાન છે, ચૌરિન્દ્રિય છે જ્યારે આ તો બુદ્ધિ માન હોવાનો દાવો કરનાર માનવ, તે એમ કરે બાકી તો એનાથી સમાન નહિ કેમકે જાત છતા કમજાતમા ગયો

ગુણસ્થાનકો એટલે વૃદ્ધિ ગત વિજયસૂચક પગથિયાઓ

વાત છે વાસનાના બલની જ્યા સુધી વિજય ન થાય ત્યા સુધી વાસના તેનુ કામ કર્યા જ કરે જેવી વાસના તેવી પ્રવૃત્તિ. રાણીને સામાનુ ડાચુ તોડે એ રીતે લડવાની આદત પડી હતી રાજાએ ઘણી સમજાવી પણ એ માને? એ તો કહે, "હુ ય પરણીને આવી છુ, અમથી નથી આવી, મારો માર્ગ આ રીતે બધ કરી, મને અલગ કરી, દુખી કરવી છે?" રાજાને તો માર્ગ કાઢવો રહ્યો રાણીનો ખોરાક લડવુ એ હતો એ વિના એ પણ દુખી થાય તેમ હતી બીજી તમામ રાણીઓનો પણ

રોજનો સતાપ દૂર કરવો હતો આને તો લડવાનુ જ જોઇતુ હતુ, રાજાએ કહ્યુ, 'જા, તને તારો ખોરાક મળશે આ નગરની, પ્રજામાથી વારાફરતી રોજ એક સ્ત્રી તારી સાથે લડવા આવશે વારા બાધવાનો હુકમ કરી દઈશ અત પુરમા ગડબડ ન જોઈએ' પેલીને જોઇતુ હતું તે મળ્યું એટલે તેણીએ માન્યું તથા ડોસીઓને ઠામ કરવા દીધુ વાસનાવિવશ થનારની આ દશા છે માટે તેનો વિજય કરો રાગ દ્વેષનો વિજય કરો જૈન શબ્દનો અર્થ જ એ છે, જૈન બનાય જ ત્યારે કે–જ્યારે વાસના ફરે. ક્રમશીક્રમ સમકિત હોય તો જૈન ને? કુદેવ, કુગુરુ, કુધર્મને માનવાની પ્રવૃત્તિ હતી, તે પલટાય અને સુદેવ, સુગુરુ, સુધર્મને માનતો આત્મા થાય ત્યારે તે સમકિતી, ત્યારે તે જૈન આ છે ચોથુ ગુણસ્થાનક અહિં આટલો વિજય પછી દરેક ગુણસ્થાનકે વિજય વધે વિજય વધે તેમ ગુણસ્થાનક વધે જૈનનું કયું ગુણસ્થાનક વિજય વિનાનું છે! પછી દેશવિરતિપણું લેવાય એ પાચમું ગુણસ્થાનક ત્યા સ્થૂલ જીવને ન મારવાનો ગુણ આવ્યો સર્વવિરતિમા સર્વ જીવને મન વચન કાયાથી ન મરાય, આ થયુ છઠ્ઠું ગુણસ્થાનક સાતમે, આઠમે તથા નવમે ગુણસ્થાનકે અપ્રમત્તાવસ્થા આવી એટલે અનાદિ કાલથી પેધા પડેલા પ્રમાદ પર વિજય મળ્યો આમ ઉત્તરોત્તર વિજય વધતો જ છે છેટલે મન, વચન, કાયાના યોગ પર વિજય મેળવે, અયોગી બને એ ચૌદમુ સમકિત પામ્યા પછી કયુ ગુણસ્થાનક એવુ છે કે જ્યા વિજય નથી ?

પ્રશ્ન—વાત ચોથેથી થઇ, પ્રથમના ત્રણ ગુણસ્થાનક માટે શું ?

એ ગુણસ્થાનક શ્રદ્ધામા છે કયા ? છતા ઓઘવટમા ઉતરીએ તો માર્ગાભિમુખ થવુ, ચોથે જવુ એ વિજય જ છે ને ?

**જૈન દર્શન વિજયવતુ છે તે મળ્યુ, વિજયવત બનો**

જૈન દર્શન વિજયવતુ છે એ મળ્યુ, વિજયવતા બનો તો

કેળવ્યુ ગણાય પાપ કમી કરો કોઇ ગાળો દે ત્યા સમતા રાખો, મીઠાશ ધારણ કરો તેથથી રોષને ઓછો કરો માયાનો મોહ ઓછો કરો માયામા મજા નથી, સજા છે, મજા માયા (દ્રવ્ય) છોડવામા છે કોઇ પર રોષ થઇ ગયો, તે દૂર કરો, સામો ગુણી હોય તો ચરણમા જઇ, પગે લાગી માફી માગો રોષને જીતી વિજય મેળવો દુષ્ટ વાસના એ દૂષણ છે, સુવાસના એ ભૂષણ છે કુપ્રવૃત્તિ દૂષણ છે, સત્પ્રવૃત્તિ ભૂષણ છે દૂષણને દૂર કરો, ભૂષણ ધારણ કરી અલકૃત બનો, વિજયને વરો, ત્યાગ વૈરાગ્યમા આગળ વધો અને અપૂર્ણ વિજય વરો ફરિ યાદ કરો જૈન શાસન વિજયવતુ છે, વિજયવત બનાવનારૂ છે, તે મળ્યુ, વિજયવત બનો યાદ રાખો, આ દર્શન વિના બીજે કયાઇ વિજય મળે તેવા માર્ગો નથી, તેવી ચાવીઓ નથી આ દર્શનમા ધ્યેય, બધારણ, પરિણામ, તમામ વિજયમય છે, માટે જ આ શાસન વિજયવતુ છે

જૈન દર્શન રાગ દ્વેષનું ઉત્તેજક નથી
ખોટા ઉત્તેજનમા ધર્મ માનનાર આ દર્શન નથી

રાજાએ તો મત્રીને પોતાનો નિર્ણય જણાવી ગામમા લડનાર સ્ત્રીના ઘર દીઠ વારા બાધવાની યોજના કરવાનો, અમલમા મૂકવાનો હુકમ કર્યો મત્રીએ તેનો અમલ કર્યો, અને ઢઢેરો પીટાવી દીધો એક પછી એક ઘર દીઠ વારા મુજબ એક સ્ત્રી લડવા આવે આવી યોજના રાજાએ અમલમા મેલી રાજા પાસે સત્તા છે જેની લાઠી એની ભેસ સત્તામા સૈ મત્તા મારે, ન મારે તો ખત્તા ખાવાનુ પત્ત મળે રાજાએ આ રીતે લડવાની આદતવાળી રાણીની ઇચ્છા પૂરી કરી રાજાએ વિચાર્યુ, 'આનુ (આ રાણીનુ) પણ મારે તો ભલુ કરવુ જોઇએ,' અને આ વિચારથી તેને સજા ન કરતા તેને લડવાનો ખોરાક પૂરો પાડ્યો. અતપુરની આફત ગામને ગળે ઓળવી અહિં 'ભલુ કર્યું'?

એમ રાજાએ માન્યુ પણ એ મન્તવ્યમા ભૂલ છે રાજા ન્યાયી હતો એ ખરૂ છતા મિથ્યાદષ્ટિ હતો એટલે એની દષ્ટિએ એને એ ભલુ લાગ્યુ, બાદી લડવાનો ખોરાક પૂરો પાડી, એવી વાસનાને મજબૂત બનાવવામા તથા પ્રજા પર આફત માટે વારા બાધવામા ભલુ હોય ? રાજા સમ્યગૃદષ્ટિ હોત તો રાણીને સારા સાધનસામગ્રીમા સ યોજીત કરત સારા સાધુ પાસે લઇ જઇ ધર્મ સ ભળાવત, સારા ગુરુણીજી( સાધ્વીજી )નો સ સર્ગ કરાવત, એવો માર્ગ લેત, અને એ રીતિએ આદત ભૂલાવત, પણ આવુ ઉત્તેજન ન આપત અન્ય દર્શનમા અને જૈન દર્શનમા ફરક જ એ છે આ દર્શનમા ખોટુ ઉત્તેજન નથી, તેના પર વિજય મેળવવાનુ છે, તેવા ઉત્તેજનને છોડવાનુ છે બીજે તો દ્રવ્ય જોઇએ તો દ્રવ્ય, સ્ત્રી જોઇએ તો સ્ત્રી, જે સાધન જોઈએ તે આપવામા, તેવુ ઉત્તેજન આપવામા ધર્મ મનાયો, જૈન દર્શનમા પાપના ઉત્તેજનથી વેગળા કરવામા ધર્મ મનાયો, રાગ દૂર કરાવી ત્યાગ કેળવવામા ધર્મ મનાયો

ઘરનો બોજો ઉપાડે એ વહુ.

રાજાએ કરેલી યોજના અનુસાર એક સ્ત્રી વારા ફરતી રોજ લડવા આવતી અને બિચારી સાજે લોથપોથ બનીને ઘરે જતી. જેનો વારો આવવાનો હોય તેના અગાઉથી જ મોતીઆ મરી જતા એક મહોલ્લામા એક ઘરડી ડોશી રહેતી હતી ઘરમા સ્ત્રીવર્ગમા સાસુ વહુ બે જ હતા છોકરો તાજો પરણેલો એટલે વહુ નવી હમણા જ આવેલી હતી વહુ વિચક્ષણ હતી, ભણેલી ગણેલી હતી, સ સ્કારી હતી કુલવાન હોય, કુલવાનનુ ફરજન્દ હોય ત્યા સ સ્કાર હોય જ દશમે દિવસે પોતાનો વારો આવવાનો છે એમ જાણ્યુ ત્યારથી ડોશી તો આકુળ વ્યાકુળ થઇ ગઇ, વ્યગ્ર બની ગઇ એ મહોલ્લાનો વારો શરૂ થયો અને તેણીએ જોયુ કે હવે ત્યાંથી

ગણતા દશમે દિવસે લડવા જવુ પડશે, એટલે ન ખાય, ન પીયે કે ન શાંતિ ભોગવે વહુ પડી વિમાસણમા કે સાસુજી કયા કારણે દુખી દેખાય છે ? કેમકે તેને હજી પૂરતી માહિતી નથી કુલવાન વહુ( કુલવધૂ ) આનુ નામ કે સાસુને મા સમજે અને માતાની સાથે વર્તે તેમ ત્યા પણ વર્તે સાસુને વ્યગ્ર જોતા જ વહુ અકળાણી અને તેણીએ સાસુને પૂછયુ, વિનયથી પૂછયુ 'માજી ! તમે દુખી શાથી દેખાઓ છો ? મો Cદાસ કેમ છે ? કઇ ચિંતા તમને આમ અકળાવી રહી છે ? ' 'માજી, માજી ' કહીને સાસુને રાજી રાખી માજી રાખે તેનુ નામ વહુ સારી વહુ, ગુણિયલ વહુ સાસુ સામે લડવામા પાછી કે રાજી ન બને ! સાસુએ કહ્યુ, 'વહુ દીકરા ! તું નવી છે, બાળક છે, તારે શી ફિકર ! અમે અમારા લાગ્યા ભોગવશું ' આમ કહીને સાસુએ રાજાના હુકમની, દશમા દિવસે રાણી સાથે લડવા જવાનો વારો આવવાની વાત કહી સાસુએ કહ્યુ, 'બેટા ! એ રાડ સાથે લડ વાનુ તો દશમા દિવસે છે પણ આજથી જ હું તો મરી રહી છુ એ જ કારણ છે મારી અશાંતિનુ ' ઘરનો બોજો ઉપાડે એ વહુ વહુએ લડવાનો બોજો વહોરી લીધો તેણીએ કહ્યુ, 'માજી ! અકળાશો નહિ, આપ નિરાંતે ઘરે બેસજો, વારાને દિવસે રાણીજી સાથે હું લડવા જઇશ ' સાસુ –'દીકરી ! તારૂ કામ નહિ, એ રાડ નપાવટ છે, જબરી છે, તું તો બાલક છે, તારૂ ગજુ નથી ' વહુ–'માજી ! એમ ન બોલો, બાલક પણ બાળક મટે ક્યારે ! આગળ થાય ત્યારે ને ! એ તો હું જ જઇશ, નહિ માજી ! મારા સમ, બોલો તો હું જ જવાની, રાણીજીને જોવાની હોશ હું જ પૂરી કરવાની ' વાત પણ ખરી છે, બાલકમા સામર્થ્ય ન જ હોય એમ નથી બાલકમા બુદ્ધિ કે જ્ઞાન, ત્યાગ વૈરાગ્ય ન હોય એમ પણ નથી જ્ઞાનનો, બુદ્ધિનો ઠેકો ઘરડાએ જ લીધો છે એમ નથી બાલ તો કેઇ અબાલ જ્ઞાનવાળા છે

માથાનુ માનની મળે ત્યાગે કારમી કુટેવ પણ ટળે

વહુ હતી તો બાલક એટલે તાજી, નવી, નાની વયની પણ વિદૂષી હતી, સસ્કારી હતી, ઠરેલ હતી અને કેવા પ્રસ ગે કેમ કામ લેવુ તે સહેજે સમજનારી હતી બુદ્ધિમાન એવો અખતરો કરે કે અખતરો કરનાર ન મરે, સામો ઠરે કે મરે, જેવું ભાગ્ય! વાત કરતા નવ દિવસ ચાલ્યા ગયા દશમા દિવસનુ વહાણું વાયુ સાસુને સ તાપ થવા લાગ્યો આવી વહુને એ પોતાની દીકરીજ માને એમા શી નવાઇ! પોતાને વહુ જવા નથી દેવાની એ જાણ્યું પણ વહુનુ શું થશે એ વિચારે સાસુ રડ્યા કરે છે નવ વાગ્યાથી લડવા જવાનો કાનૂન હતો પણ વહુ તો નિરાતે બેઠી હતી સાસુ સળવળવા લાગી કેમકે રાણીનો રોષ ઓર વધેને! વહુ વિચક્ષણ હતી એટલે રોષ વધારવા માગતી હતી કેમ કે ઉગ્ર આવેશનો જલદી અ ત આવે સાસુનો સળવળાટ જોઇ વહુએ સાન્ત્વન આપ્યુ 'તમે તમારે જોયા કરો, હુ મારે ફાડી લઇશ ' વહુએ ત્યા જવાને પોતાના સાધનો તૈયાર કર્યા, સાથે લીધા જ્યા લડવા જવુ છે, ત્યાય ય પોતાનુ કામ ચાલુ જ રાખવાનું નક્કી કર્યું ડોશીમાનો (સાસુજીનો) રે ટિઓ લીધો, કાતવાની પુણિયો લીધી, ફાકવા માટે ખોળામા ધાણી ચણા લીધા, પીવા માટે નાનકડો તૂન્જે લીધો અને બરાબર અગિયાર વાગે રાણીના મહેલે ગઇ રાણી તો બે કલાકથી ખૂબ આવેશમા આવી હતી, તાડુકી ઉઠી, 'રાડ ચૂડેલ! અત્યાર સુધી કયા મરી ગઇ હતી?' આ રીતે ફાવે તેમ ભસવા લાગી ભસવાની ટેવ એટલે એને કોઈ 'બસ! બસ!' કહે તો ય તે ભસ્યા જ કરે રાણી તો ઉંચી થાય, નીચી પણ વહુ એક અક્ષર બોલતી નથી એક તરફ અડ્ડો જમાવી બેઠી, રે ટિઓ કાતવા લાગી, ધાણી ચણા ફાકે અને તરસ લાગે તો પાણી પીએ રાણી સામે મીટ માડે પણ બોલે નહિ સામે બોલનાર હોય તો લડનારને

વિસામો મળે પણ સામેથી જવાબ ન મળે ત્યા વિસામો ન મળે, થાક જ લાગે પા અરધો કલાક થાય એટલે રાણી જરા થાકે એટલે વહુ અગુઠો ( ઠૈયો ) બતાવે, મતલબ એવુ સૂચવે, 'બસ ! થાકયા ને ! ' તેય અગુઠેથી સૂચવે, જીભથી તો ન જ બોલે વળી રાણી વધારે ગુસ્સે થાય, વધારે બોલે, વહુને પકડે, ધોલ ધપ્પા કરે તે કરવા દે, એટલુ તો મહેવુ જ પડે ને ! વળી છૂટીને પાછી સ્થાને બેસી જાય, રે ટિઓ કાતે, ધાણી ચણા ફાકે અને જરા ગીત પણ ગાય 'રાણીજી ઓ રાણીજી ! શાણા મારા રાણીજી ! બોલો રે બોલો, બોલાય તેટલુ બોલી લ્યો ' વગેરે રાણી થાકે ત્યારે વહુ અગુઠો જ ( ઠૈયો જ ) બતાવે રાણી આજે બરોબર થાકી, એને લાગ્યુ આ મગી માથાની ! ત્રણ વાગ્યા, રાણી કાયર કાયર થઇ ગઇ, તરત દાસીને મોકલી રાજાને બોલાવ્યા, કહી દીધુ, ' આવી કેવી અબૂઝ લડનારી આવી છે, હુ તો થાકી, મારે આની સાથે નથી લડવુ, રાડ, બોલતી જ નથી ને ઉપરથી આમ ( અગુઠો ) બતાવે છે, આવી છે લડવા ને રે ટીઓ ફેરવે છે, ગાણા ગાય છે ધાણી ચણા ફાકે છે, આનાથી થાકી, કરો એને વિદાય ! ' રાજાએ તેણીને જવાનુ કહ્યુ પણ પેલીએ ના કહી, સાફ કહ્યુ, ' ન જાઉ, નિયમ તે નિયમ, તમારો કાનૂન છ વાગ્યા સુધીનો છે મારે એ નિયમનો ભગ નથી કરવો રાજાને આની આ વૃત્તિ માટે અને આ શક્તિ માટે સારો અભિપ્રાય બધાયો. રાણી તો કહે, ' બસ ! કાઢો એને ! કોઇ રીતે એ ટળે ! ' રાજાએ તેણીને જવા વિનવી. રાજા ન્યાય પ્રિય હતો, કાનૂનને માનનારો હતો પેલી કાનૂન પાળવા તૈયાર ન હોય તો પોતે ભગ કેમ કરાવે ? રાજા કહે છે પણ ' ખુદ રાણી કહે છે, હુ કહુ છુ, તુ ખુશીથી જા કાનૂનના બધનથી મુક્ત કરીએ છીએ ! ' પેલી વહુ બોલી, પણ ' હુ તમને કયા કાનૂનના બધનથી મુક્ત કરુ છુ ' રાજા રાણીને કહે છે, ' પણ કોઇ રીતે છાલ છોડે ! ' પેલી બોલી, 'રાજાજી!

રાણીમાતા જો ગામનો છાલ છોડે, લડવાનુ બધ કરે તો હું આ ક્ષણે જાઉં ' રાણીએ કબૂલ્યુ ' તેમ તો તેમ, પણ તું જા!' આ ગુણિયલ વહુ માથાની મળી તો રાણીજીની લડવાની ટેવ ટળી અને રાજાજી તરફથી મારી ભેટ મળી

આનુ નામ રાજા!

રાજા આથી ઘણો ખુશી થયો કેમકે પ્રજાની આફત ટળી, પ્રજાની હમેશની આફત તથા રાણીની આદત ટળી પછી એને આનદ કેમ ન થાય! રાજા સાચો તેજ છે જેના હૃદયમા પ્રજાનું હિત હોય પ્રજાને પ્રજા ( સતતિ ) સમાન માને તેજ રાજા રાજા, તે જ રાજા પણ્ડિત, બાકીના રાજા તો મૂર્ખ છે, પણ્ડિત નથી એક રાજા કાયમ પ્રજાની ફરિયાદ સાભળતો ફરિયાદ સાભળવામા કટાળતો નહિ કર્મસયોગે તે બહેરો થયો બહેરાપણુ એને ન સાલ્યુ પણ હવે પ્રજાની ફરિયાદ ન સાભળી શકાય એ એને ખુબ સાલ્યું તેથી તે ઉદાસ રહેવા લાગ્યો મત્રીએ રાજાને ઉદાસ જાણી, પૂછી ગાછી કારણ જાણી તેનો રસ્તો કાઢ્યો મત્રીઓએ કહ્યુ, ' રાજવી! લેશ પણ કલેશ મનમા કરશો નહિ, આપની મુંઝવણ ટાળવાનો રસ્તો યોજવામા આવ્યો છે જેને ફરિયાદ કરવી હશે તે કાળો વાવટો લઈ આપની સમક્ષ હાજર થશે, એ સજ્ઞાથી આપ એને ફરિયાદી અરજદાર જાણી શકશો, પછી તે પોતાની ફરિયાદ લખી આપશે." આથી રાજા સતોષ પામ્યો તાત્પર્ય કે પ્રજાનુ દુખ જાણવાની કેટલી ઉત્કઠા તથા દુખ દૂર કરવાની કેવી તમન્ના! રસ્તો કાઢ્યા વિના રહેજ નહિ, રસ્તો ન નીકળે ત્યા સુધી હૃદયથી વ્યથિત રહે આનુ નામ રાજા

જૈનદર્શન મહાસાગર છે

બીજાના દુખ દૂર કરવા અને એ રીતે પુણ્ય કેળવવા તૈયાર

કેવું, તૈયાર થવું એ સજ્જનોનું, પણ્ડિતોનું કર્તવ્ય છે તું તો આવો ને તેવો ' કરે તેનાથી કાંઇ ન થાય દુનિયા અનાદિથી દુઃખમાં સબડે છે ત્યાં વળી ટીકા ટીપ્પણ શા? નિયાભરના દુઃખની જડ ઉખેડવા તથા અનાથ દુનિયાને સનાથ બનાવવા ત્રણ લોકના નાથ શ્રી જિનેશ્વર દેવે શાસન સ્થાપ્યું છે દુઃખીના દુઃખ દૂર કરવાની ભાવના ઉદારતા હોય તો થાય, તેવું પુણ્ય હોય તો થાય રાણીના દૃષ્ટાન્તથી ઘણો બોધ લેવાનો છે પેલી વહુ એવી મળી કે એને લડવાની આદત ભૂલાવી આ રીત જે કામ કર તે પોતાનું સાચવે અને બીજાને ઠેકાણે લાવે. આવું તો ડૈયોય (અગુંઠોય) બનાવ્યો, ભગવાન તો કહે છે, તેય ન દેખાડો, સહેતા શીખો કેવળ સહેતા શીખવું વિકટ છે આ વહુએ આટલું કર્યું ત્યાં આશય યત્નવાનો તથા ગામનું દુઃખ દૂર કરવાનો હતો એ વિશિષ્ટતા નોધવા જેવી છે

સભામાંથી—આશય ફરે ત્યાં તત્ત્વ ફરે ને!

હા! ફરેજ આશય ફરે એટલે તત્ત્વ ફરે શ્રીમલ્લવાદી મહર્ષિએ દ્વાદશાર નય ચક્રમાં સાત નયના સાતસો ભેદ માટેજ કહ્યા છે ને! અપેક્ષા અપેક્ષાએ ભેદ પલટાય જૈનદર્શન ની એ ખૂબી છે ત્યાં એવકાર ન નડે, આશયનું નિર્ધારણ થાય જૈનદર્શન મહાસાગર છે એમાં તમામ દર્શનની વિધવિધ માનીનતાઓ સરિતારૂપે આવી મળે છે

**દ્વેષની વાસનાના વિજય કરતા રાગની વાસનાનો વિજય વધારે વિકટ છે.**

દ્વેષ વાસનાના વિજયનો વિષય છે એ યાદ રાખો દ્વેષને અંગે કહેવાઇ ગયું રાણીને માથાની મળી તો ભૂલી એ રીતે માથાનું મળે ત્યાં તો ભૂલવું પડે પણ પોતાની મેળે દ્વેષથી દૂર રહેતા શીખવામાં ડહાપણ છે, સલામતી છે રાગ તથા દ્વેષ બન્નેની વાસના અનાદિની છે દ્વેષની વાસના પર વિજય મેળ-

વવો એના કરતા ય રાગ વામના પર વિજય મેળવવો અતિ કઠીન છે વાસનાનો સર્વથા વિલય કરનારા શ્રી જિનેશ્વર ભગવાનને વીતરાગ કહેવામા આવે છે વીત દ્વેષ પણ કહી શકાય પણ વીતરાગ કહેવાથી વીત દ્વેષ સિદ્ધ થઈ જ જાય છે દ્વેષને જીતનારા ઘણા મળશે પણ રાગને જીતનારા વીરલા દ્વેષને જીતવા છતા રાગમા લપટાઇ જવાય તે પર નેમચદ શેઠનુ દષ્ટાન્ત જાણવા જેવુ છે

નેમચદ શેઠનુ દષ્ટાન્ત

નેમચદ નામે એક શેઠ હતા તેમની પાસે એક બે લાખ નહિ પણ પચીશ લાખ રૂપૈયાની મીલ્કત હતી આ શ્રીમત શેઠ, આટલી મીલકતના માલીક હોઈ તેવા વ્યવસાયી હોય એ ખરૂ છતા ય એ શેઠ પર્વ તિથિનો પૌષધ છોડે, પ્રભુની સેવા પૂજા છોડે, સામાયિક પ્રતિક્રમણ છોડે, ભગવાનની વાણી (વ્યાખ્યાન) સાભળવાનુ જતુ કરે એવા નહોતા, ગુરુ વન્દન, ગુરુ વૈયાવચ્ચથી વચિત રહેનારા તેઓ નહોતા એ શેઠ સમજતા હતા કે વ્યાખ્યાન તો જીવનને ગુણુ પ્રધાન બનાવનાર છે શેઠ વ્યાખ્યાન સાંભળવા આવ્યા છે ત્યા એક આદમી આવ્યો અને મડ્યો એમની સામે લડવા, યદ્વાતદ્વા બોલવા લાગ્યો આ હતા નેમચદ, પોતાની શાત રહેવાની નેમમા અડગ રહ્યા પેલો હતો હેમચદ તે તો હાકોટા પાડીને બરાડવા લાગ્યો સભા તથા ગુરુ આ દશ્ય જોઇ રહ્યા છે નેમચંદ શેઠ શાતિથી ચૂપ બેસી રહ્યા છે, એક અક્ષર સામે જવાબ વાળતા નથી કેમકે જાણે છે કે ગુરુ કૃપાએ મે આટ આટલુ સાંભળ્યું છે, કષાયના પરિણામ જાણું છુ, આ બિચારો કષાય વિવશ થઇ બોલે છે તે તો પામર છે, તે બોલે છે તેમ હુ બોલુ તો એનામા ને મારામા ફેર શો ? નેમચદ શેઠ શાતિ જ ધરી રહ્યા પછી હેમચદ કરે શું ! થાકયો ને ગયો ગુરુએ જાણ્યુ કે, નેમચદ શેઠનું ચરિત્ર ચીતરવા જેવુ છે

રાગ આખા જગતને નમાવે છે.

બે ચાર દિવસ પછી પર્વ તિથિએ શેઠે પૌષધ લીધો છે વ્યાખ્યાન ચાલુ થયુ પર્વ તિથિએ સભા મોટી હોય નેમચદ શેઠનુ ચરિત્ર ચીતરવા જેવુ છે એમ જેમના હૃદયમા થયુ હતું તે ગુરુએ નેમચદ શેઠ તરફ આગળી કરી વ્યાખ્યાનમા સભાને કહ્યુ, 'મહાનુભાવો! કષાયના પ્રસગે શાત રહેવા તથા પુણ્યનો ઘડો ભરવા આ નેમચદ શેઠનો ઘડો લેવા જેવો છે શ્રાવક સાધુનો ઘડો લે, પ્રસગે સાધુ પણ તેવા શ્રાવકનો ઘડો લે સાક્ષાત્ પરમાત્મા મહાવીરદેવે આનન્દ કામદેવ શ્રાવકનો ઘડો લેવાનુ સાધુઓને ભર સભામા કહ્યુ છે ને! ઉપસર્ગો સહન કરવાના પ્રસગમા ઘડો લેવા માટે પ્રભુએ આનન્દ કામદેવ તરફ નજર કરવાનુ સાધુઓને કહ્યુ છે નેમચદ શેઠ પેલા લડનાર સાથે તો અડગ સમભાવમા રહ્યા હતા પણ ભરસભામા ગુરુમહારાજાએ કરેલી પ્રશસાથી જરા મલકાયા, સ્મિત કર્યું મુદ્દો એ છે કે રાગ જીતવો કઠીન છે માટે વીતરાગ કહેવામા આવે છે દરેક મહેલ્લામા કોઇને કોઇ જબરૂ લડનાર હોય છે પણ કાઇ બધા તેની સાથે લડતા નથી, લડવાની પચાતમા પડતા નથી પણ ઘરમા, મહેલ્લામા જેની સાથે, જે પદાર્થ સાથે રાગ છે ત્યાથી જરાએ ખસવાનુ કોઇ કરે છે? ત્યા તો ઉલટુ જમાવે છે કહો કે, રાગ આખા જગતને નમાવે છે

સભામાથી–બધા લડતા નથી એનુ કારણ તાકાત નથી માટે નથી લડતા એ છે.

તાકાત ન હોય તો કાયાથી ન લડે પણ આખથી, વાણીથી, મનથી લડ્યા વિના ન રહે તાકાત નથી એટલે શાતિ રાખે એમજ નથી, કહેવત તો છે, કમજોર ઓર ગુસ્સા બોત!

**અહિં આજે વીતરાગ થવાનું ભાગ્ય નથી પણ તેવું ભાગ્ય ઘડવાનું ભાગ્ય જરૂર છે**

તમારા ઘરમાજ નજર કરો, દ્વેષ કરતા રાગ વધારે વ્યાપક જણાશે ઘરનો બચાવ દુનિયામા રાગથી છે, દ્વેષથી તો ભવાડા થાય દ્વેષના વિજય માટે ઉત્તમ પુરૂષોનો રાગ જરૂરી છે રાગ વાસનાનો વિજય કરવા શ્રી વીતરાગનુ, શ્રી વીતરાગના શાસનનુ શરણુ અમોઘ અસ્ત્ર છે વીતરાગના શરણથી વીતરાગતા આવે છે ઉપાસના વીતરાગનીજ કરવી વીતરાગ થવા માટે વીતરાગ પર રાગ ધરવો, આશ્ચર્ય એ છે કે વીતરાગનો રાગી વીતરાગ બને છે ભૂતકાલમા અનતા એ રીતે વીતરાગ થયા છે, ભાવિમા અનત થશે અને વર્તમાનના મહાવિદેહાદિ ક્ષેત્રોમા સખ્યાતા થઈ રહ્યા છે અહિં વીતરાગ થવાનુ ભાગ્ય નથી પણ તેવું ભાગ્ય ઘડવાનુ ભાગ્ય, તેવી આરાધનાનુ ભાગ્ય મોજુદ છે એકવીશ હજાર વર્ષ સુધી આ શાસન વિજયવત રહેવાનુ છે ભાગ્યવાન હશે તે આરાધશે છઠ્ઠા આરામા એ ભાગ્ય નથી એ આરામા ધર્મ નથી, મુનિઓ નથી, તેવા સાધનો નથી આ આરામા ધર્મને પોષનારા ગુરૂઓ છે વીતરાગનુ વિજયવતુ શાસન પામ્યા છો, ગુરૂઓ સામે આવીને ધર્મ આપી રહ્યા છે, ભાગ્યવાનો! આરાધી લ્યો! વાસના પર વિજય મેળવો તો વાસના પરાજિત, વાસના તમારા પર વિજયવતી છે ત્યા સુધી તમે પરાજિતજ છો, માટે તો વિષય રખાયો છે વાસનોનો વિજય વાસનાને જીતો તો તમારૂ જીવજીવન ગણાય, અન્યથા જડ જીવન ગણાશે

**વિજેતાની આજ્ઞા જાણો, માનો, તદનુસાર વર્તો અને વાસનાનોવિજય કરો.**

હવે ઉપસહાર કરવામા આવે છે. ‘વાસનાનો વિજય’ એ

विषयने अगे कहेवायु ते तमे शातिथी श्रवण कर्यु, हवे मनन करजो वासनाना बे प्रकार, सुवासना तथा कुवासना. दुष्ट वासना पर विजय मेळववानो छे प्रथम ज कह्यु के द ड दुष्टोने होय. दुष्ट वासनाओने दफनाववा सद्वासनाओनी आवश्यक्ता छे अयोगीपणु तो चौदमे, त्या सुधी सत्‌प्रवृत्ति चालु रहे, अने राखवानी आवी सुदर प्रवृत्तिरूपी अमृतथी भरेलो मन रूपी घट, खटपटमा पडे तो फूटे, तत्त्वमा रहे तो चौदमे पहोचे दुष्ट प्रवृत्ति रोको, दुष्ट वाणी न वदो, दुष्ट विचारो न करो एटला माटे सारी प्रविृत्तिमा जोडाओ, सारी वाणी बोलो, सारा विचारोमा मन परोवो, कोइनु बुरु न चिंतवो, प्राणी मात्रनु भलु इच्छो, मैत्री भावना केळवो मेला कपडाने साफ करवा साबु तथा पाणी जोइए एकलु पाणी तो उपर चोटीयु काम करी चाल्यु जाय, प्रथम साबु जोइए मेल दूर साबु करे, पछी पाणीनु काम ते रीते आत्मामाथी करमनो मेल दूर करवा श्री वीतरागनी आज्ञारूप साबु अने विहितानुसार प्रवृत्तिरूप पाणीनो सतत उपयोग करो कपडु तो पाच सात दिवसनु मेलु होय ज्यारे आ आत्मामा तो अनादिथी मेल बाझयो छे आ रीते सतत वर्ताय तो आत्मा साफ थाय अने पूरो नफो थाय आज्ञा जाणो, विचारो अने ते मुजब वर्तो

आजनो विषय समजी, मनन करी ते मुजब वर्ती वास नानो विजय करी कल्याणमाळाने वरो एटलु कही आजनु विषय अगेनु वक्तव्य समाप्त करु छु



લાલબાગ જૈન ઉપાશ્રય, ભૂલેશ્વર મુબઈ
મહા સુદ ૧૨ રવિવાર વિ સ ૨૦૦૩

# પ્રવૃત્તિ અને નિવૃત્તિ

## મુનિશ્રી વિક્રમવિજયજીની ભૂમિકા.

**તમારી પ્રવૃત્તિ કેવી છે તેનો રોજ વિચાર કરો**

આજે વિષય 'પ્રવૃત્તિ અને નિવૃત્તિ' રાખવામા આવેલો છે જગતમા ઘણાઓ લગભગ તમામ પ્રવૃત્તિ ઇચ્છે છે પ્રવૃત્તિ ન હોય તો જીવન એદી બની જાય, આળસુ જીવન કોઇ ઇચ્છતું નથી આજના વિષયમા પ્રવૃત્તિ સાથે સકલિત, નિવૃત્તિ શબ્દ છે, તે એ સૂચવે છે કે કેવળ પ્રવૃત્તિજ ઇષ્ટ હોય, પસદ કરવા યોગ્ય હોય તો નિવૃત્તિ શબ્દ યોજવાની જરૂર રહેતી નથી પણ પ્રવૃત્તિ તે ઇચ્છવા યોગ્ય છે કે જેના યોગે નિવૃત્તિ મળે જો તેમ ન હોય તો પ્રવૃત્તિ તો સૌ કોઇ કરે જ છે, અને આપણી પ્રવૃત્તિ અનાદિ અનતકાલથી ચાલુ જ છે ને! અનતા જીવનમા અનતી પ્રવૃત્તિ કરી ચૂક્યા છતાંય નિવૃત્તિ ન થઇ, માટે જ એ સમજવાની જરૂર છે કે તેવી પ્રવૃત્તિ કઇ છે કે જે નિવૃત્તિ આપે, અને તેથી જ આજે એ વિષય રાખવામાં આવ્યો છે જો પ્રવૃત્તિમા નિવૃત્તિનો હેતુ ન હોય કેવળ પ્રવૃત્તિ જ કહેવાની હોય તો પ્રવૃત્તિપરાયણ તો તમે છો જ પછી આ વિષય રાખવાની, જરૂર રહેતી નથી પણ તે પ્રવૃત્તિ કહેવાની છે જે નિવૃત્તિ સાધક હોય, 'પ્રવૃત્તિ અને નિવૃત્તિ' એવો વિષય સૂચન કરે છે કે તમે જે પ્રવૃત્તિમા પડી રહ્યા છો, તમે

અહર્નિશ જે પ્રવૃત્તિ કરી ગયા છો તે ઉન્નતિ માટેની નથી પણ અવનતિ કરનારી છે વળી તમે જે દુષ્ટ પ્રવૃત્તિ રાત દિવસ કરી ગયા છો તે નુકશાન કરનારી છે આવું જીવન પામ્યા છો છતાં ઉન્નતિકર પ્રવૃત્તિ ન થાય એ શોચનીય છે માટે રોજ વિચાર કરો કે તમારી પ્રવૃત્તિ કેવી છે

## પ્રવૃત્તિ કેવી હોવી જોઇએ?

રોજ વિચારો કે તમારી પ્રવૃત્તિ સુંદર છે કે અસુંદર, હિતકર છે કે હાનિકર, તમારી પ્રવૃત્તિ જડ માટેની છે કે ચેતન માટેની, તે વિચારવાની તથા પિછાણવાની જરૂર છે જડના વિકાસ માટે, કેટલી પ્રવૃત્તિ થાય છે તથા આત્માના વિકાસ માટે કેટલી પ્રવૃત્તિ થાય છે તે તપાસો, પ્રવૃત્તિ તેવી હોવી જોઇએ કે જે નિવૃત્તિને ખેંચીને નજીક લાવનારી હોય, જ્યારે આજે થઈ રહેલી પ્રવૃત્તિઓથી તો અનંતા દુખોની ઘોર ખોદાય છે અને તેમાં ગબડી પડાય છે પ્રવૃત્તિ એવી જોઈએ કે જે હજારોનું, લાખોનું કે કરોડોનું ભલું કરે આવું પ્રવૃત્તિમય જીવન હોવું જોઇએ નહીં કે માત્ર પોતાનોજ આત્મવિકાસ થાય કિંતુ અનેક જીવોના ઉદ્ધારનું કારણ બને કાયાદિક વૈભવિક ધાર્મિક એમ ભિન્ન ભિન્ન વિશેષણોથી પ્રવૃત્તિના અનેક પ્રકાર પાડી શકાય પણ આપણે અત્રે સામાન્યતઃ બે પ્રકારે પ્રવૃત્તિને ઓળખાવીએ અને વ્યાખ્યાનના ઉદ્દેશ માટે એ બેજ પ્રકાર પર્યાપ્ત છે એક પ્રવૃત્તિ એવી કે જે સંસારમાં રખડાવે તથા બીજી પ્રવૃત્તિ એવી કે જે સંસારથી આત્માનો ઉદ્ધાર કરે, એટલે કે આત્માને સંસારથી નિવૃત્ત કરે આપણે તે પ્રવૃત્તિની જરૂર છે કે જે પ્રવૃત્તિ નિવૃત્તિ લાવે નિવૃત્તિ માટે જે પ્રવૃત્તિની આવશ્યકતા હોય તેવી પ્રવૃત્તિ આચરવી એના માટે જે કરવું પડે તે તમામ કરવું

## જૈનદર્શન નિવૃત્તિપ્રધાન છે? છે તો કઇ રીતે?

કેટલાકો બકવાદ કરે છે કે જૈનધર્મ (દર્શન) કેવળ નિવૃત્તિપ્રધાન છે, એમાં પ્રવૃત્તિ નથી પણ એમ બોલનારને જૈનદર્શન કઇ પ્રવૃત્તિનો નિષેધ કરે છે તે ખબર નથી નિવૃત્તિ એટલે સંસારથી

સન્તગ મુક્તિ, એ નિવૃત્તિ માટેની તમામ પ્રવૃત્તિ માનસિક, વાચિક, કાયિક જૈનદર્શનમા પ્રવર્તમાન છે જ વિના સમજ્યે માનનારે કે બોલનારે પોતાના મન્તવ્ય તથા વક્તવ્યમા સુધારો કરવો જોઇએ એ વાત ખરી કે નિવૃત્તિપ્રધાન શાસન કેવળ જૈન શાસન જ છે, એ વિના અન્ય કોઇ દર્શન નથી, એ કબૂલ છે પણ સમજવાની જરૂર છે કે કઈ પ્રવૃત્તિથી નિવૃત્તિનો લા ઉદ્દેશ છે અને તે માટે કઈ કઇ પ્રવૃત્તિનુ વિધાન છે, નિવૃત્તિની પ્રવૃત્તિઓ પ્રવર્તમાન છેજ એ જાણ્યા વિના, સમજ્યા વિના 'જૈનદર્શનમા નિવૃત્તિ જ છે, પ્રવૃત્તિ છે જ નહિ' એમ કહેવુ એ અજ્ઞાન છે મન્તાર પ્રવૃત્તિ નથી અને એકીપણુ છે એવુ કોઇ આ શાસનમા નથી નિવૃત્તિ માટેની તો સતત પ્રવૃત્તિ જારીજ રાખવાની છે

## નિવૃત્તિથી દૂર રાખનારી પ્રવૃત્તિ હરગિજ ન જોઇએ

તમો જે પ્રવૃત્તિ કરી રહ્યા છો તે ઉન્નતિ માટેની નથી તમારા પર કોણે સામ્રાજ્ય જમાવ્યુ છે તેની તમને લેશ પણ ખબર નથી એનો જ આ કલેશ છે જો એ ભાન હોય તો આ સ્થિતિ ન હોય શાસ્ત્ર કહે છે તે યથાર્થ છે, વિચારો કે અનાદિથી આટઆટલા જન્મ મરણ કર્યા, આટઆટલા દુખો સહ્યા, આફતો વેઠી, છતાં તેનુ ભાન ન થાય, વૈરાગ્ય ન જાગે, ત્યાગની ભાવના ન ઉલ્લસે મોક્ષની તમન્ના ન થાય એમ શાથી ? એક જ કારણ કે વસ્તુસ્થિતિનુ તમને ભાન નથી ત્યાં એક જ કારણ છે કે મોહરૂપી દારૂના નશામા ચકચૂર બન્યા છો, અને એવા ચકચૂર બન્યા છો કે સાન ભાન ગુમાવી ચૂક્યા છો આ સ્થિતિનુ કારણ કેવળ મોહ મદિરાનો કાતિલ નશો છે એ મોહજન્ય પ્રવૃત્તિને દૂર કરવા, તેથી પાછા હઠવા શુ કરવુ જોઇએ, તે મોહને જીતવાનુ પરમ શસ્ત્ર હસ્તગત કરવુ જોઇએ તે કયુ છે તે જણાવતાં ન્યાયાચાર્ય શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ ફરમાવે છે —**अहं ममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत् अयमेव हि नञ्पूर्वः प्रतिमन्त्रोऽपि मोहजित् ॥ १ ॥** 'આ મારૂ નથી, હુ કોઈનો નથી ' મોહને જિતવાનો આ અમોઘ વિજયમંત્ર છે આ મંત્રનો જાપ, એજ પ્રયોગ, એજ સાધના, એજ પ્રવૃત્તિ વિજયને

ઈચ્છાનાગએ આચરવી કે આદરવી જોઇએ દુખ તમામ મોહને લઈને છે મોહનુ પોતાના પર સામ્રાજ્ય છે એનું જ ભાન ન હોય ત્યા કેવુ સામ્રાજ્ય છે એ ભાન ક્યાંથી હોય ? એ ભાન થાય, તરત પનટો થાય, પરમ ઉપકારી મહર્ષિએ આ વિજયમ ન બતાવ્યો છે સિદ્ધિના સાધક માટે એ પરમ સાધન છે 'હુ કોઇનો નથી, કોઇ મારૂ નથી,' બસ ! આજ જાપથી તમામ સતાપ ટળે તેમ છે કેમકે મોહની જડ ઉખેડનાર આ મત્ર છે યાદ રાખો 'હુ કોઈનો નથી, કોઈ મારૂ નથી' એટલુ બોલવા માત્રથી, લૂખા જાપથી વિચાર માત્રથી દી ન વળે, સતાપ ન ટળે પણ તેને માટે જે જે પ્રવૃત્તિ થવી જોઇએ તે કરવી જોઇએ, અને તે થશે એટલે નિવૃત્તિ મળશે આપણી ચાલુ પ્રવૃત્તિ તો જગતના જીવોને દુખ કરનારી છે, એનાથી નિવૃત્તિ નહિ મળે નિવૃત્તિની નજીક । લઇ જનારી અને તેનાથી દૂર રાખનારી પ્રવૃત્તિ હરગિજ ન જોઇએ નિવૃત્તિ સિદ્ધ કરવા કઇ પ્રવૃત્તિ જોઇએ એ વિષય પરત્વે પૂજ્ય ગુરૂદેવનુ વ્યાખ્યાન છે તેઓ જે ફરમાવશે તે હવે તમે તથા અમો શ્રવણ કરીશુ

---

## પૂ. આચાર્યદેવનુ પ્રવચન.

प्रवृत्तिः परमं शत्रुः, प्रवृत्तिः परम विषम् ।
प्रवृत्तिः मुक्तिपूर्दस्युः प्रवृत्तिर्हि महोरगीः ॥

શબ્દાર્થ —વિષય કષાયની પ્રવૃત્તિ પરમ શત્રુ છે, વળી પ્રવૃત્તિ એજ ઉત્કૃષ્ટ ઝહેર છે મુક્તિનાં માર્ગમા લુટારૂ તરીકેનુ પ્રવૃત્તિ જ કામ કરે છે અને ભયકર નાગણ પણ વિષયકષાયની પ્રવૃત્તિ જ છે

પ્રવૃત્તિ કાતીલ ઝેર છે, આત્માનો પરમ શત્રુ છે

સજ્જનો ! આજનો વિષય 'પ્રવૃત્તિ અને નિવૃત્તિ' એ છે શબ્દો સરખા છે બેયમા 'વૃત્તિ' શબ્દ છે, એકમા નિ ઉપસર્ગ

છે, એકમા જ ઉપસર્ગ છે ઉપસર્ગ માત્રનોજ ફરક છે, પણ અર્થના પરિણામમા મહાન્ અ તર છે નિવૃત્તિ અમૃત છે જ્યારે પ્રવૃત્તિ એ વિષ છે, અરે મહાવિષ છે દુનિયા જેને ઝેર કહે છે તે તો એકવાર મારે પણ પ્રવૃત્તિના ઝેરથી તો અનતીવાર મરી ચૂકયા છીયે આજ સુધીના મરણનુ કારણ પ્રવૃત્તિનું શરણ જ છે આજના વિષયને ફરી યાદ કરો કે, ' પ્રવૃત્તિ અને નિવૃત્તિ ' જો નિવૃત્તિની જરૂર ન હોય તો એ શબ્દ યોજવાની જરૂર ન હોતી, માત્ર પ્રવૃત્તિ ઊચી રાખવાનુ કહી દેવાનુ હતુ પ્રવૃત્તિના સારા નરસા એવા બે ભેદ પાડી વિવેચન થઈ શકત, પણ જરૂર નિવૃત્તિની છે પુણ્ય અને પાપ, રાત અને દિવસ, અ ધકાર અને પ્રકાશ એ જોડકાઓ જેમ પરસ્પર વિરોધી છે તેમ અહીં પણ પ્રવૃત્તિ તથા નિવૃત્તિ પરસ્પર વિરોધી છે તેમા જેમ એક ઇષ્ટ તથા એક અનિષ્ટ છે તેમ અહિ પણ સમજી લેવુ કે નિવૃત્તિ ઈષ્ટ છે તથા પ્રવૃત્તિ અનિષ્ટ છે દુનિયાને પણ નિવૃત્તિ જ પ્રિય છે આખો દિવસ થાકેલો રાત્રે શય્યામા સુઇ જઇ નિવૃત્તિ સ્વીકારે છે ને ! બહારથી ઘેર આવે ત્યારે શાતિનો દમ ખેચી ' હા-આશ-, ' એમ બોલાય છે, તે પણ નિવૃત્તિપ્રિય છે માટે

પ્રશ્ન—નિવૃત્તિ એટલે નિષ્ક્રિયપણુ ?

નહિ નહિ એમ પણ નથી પણ ડુબાડનારી, સ સારમા રઝલાવનારી, વિષય કષાયવાળી, મોજશોખવાળી પાપક્રિયાઓ કે જેના યોગે નરકાદિ દુર્ગતિમા ગમનાગમન ચાલુ રહે " पुनरपि जननं पुनरपि मरणम् पुनरपि जननी जठरे शयनम् " ફરી ફરી મરવું જન્મવુ અને માના જઠરમા જઇ ઠરવુ આ પણ ચાલુ રહે, તેવી પાપક્રિયાઓથી વિરમવુ તેનુ નામ નિવૃત્તિ છે જેના યોગે ભવોના ભવો વધે, આત્મા કર્મોના પાશના પાશથી આવૃત થાય, તાડના તર્જના છેદન ભેદનાદિ અન ત દુ ખો જેના યોગે સાપડે તેવી ક્રિયાઓથી અટકવુ તે નિવૃત્તિ છે નિવૃત્તિ

એટલે ' અકર્મણ્ય ' એમ નહિ–પ્રવૃત્તિનો બિલકુલ અભાવ, એમ નહિ પણ અહિતકર પ્રવૃત્તિ નહિ નિવૃત્તિ અમૃત છે, ત્યારે અહિતકર પ્રવૃત્તિ આતરઝેર છે માટે કહ્યુ કે પ્રવૃત્તિ પરમ શત્રુ છે

**પ્રવૃત્તિ જેવુ કોઇ મારણ નથી, નિવૃત્તિ જેવુ કોઇ તારણ નથી**

આવી પ્રવૃત્તિમા તન્મય રહી, એ શસ્ત્રયોગે અનત કર્તન થયા છેદાયા, ભેદાયા, કપાયા, ભોકાયા, વીંધાયા, જન્મ્યા મૂઆ છતાય હજી તત્મબધી ભય નથી, ચેતન તે માટે જાગૃત પણ નથી, પ્રભુના શાસનનો રાગ નથી, અથાગ ત્યાગ માટે હૃદયમા ઉમળકો નથી, એ પરમ શોચનીય છે ઉમળકા છે કમાવાના, શ્રીમન્ત થવાના, પાચ હોય તો પચીશ પેઢીઓ જમાવવાના, દુન્યવી કીર્તિ, યશ, મેળવવાના, પૂજાવાના, માનપાન પામવાના, આ તમામ માટે ઉછળતા ઉમળકા છે પણ ત્યાગનો ઉમળકો નથી આનુ નામ પ્રવૃત્તિ એ વિષ કરતા વધે કારણુ કે અનતીવાર પ્રાણ લે માટે પ્રવૃત્તિ પરમશત્રુ છે, પરમ વિષ છે દુનિયાના કોઇ વિષમા એવુ મારણ નથી જેવુ પ્રવૃત્તિમા છે તેમજ દુનિયાના કોઈ પદાર્થમા એવુ તારણ નથી કે જે આત્મગુણ વૃદ્ધિ કરનારી નિવૃત્તિમા છે ધન કમાયે જવાનુ અને મરણો પણ કમાયે જવાના સાથે જ છે ને ! મરણથી છૂટાય કયારે અને મુક્તિના અનતા સુખનો શાશ્વત આહ્લાદ મળે કયારે એમ કદી થયુ ? ફરી ગોખી લ્યો પ્રવૃત્તિ જેવુ કોઇ મારણ નથી, અને નિવૃત્તિ જેવુ કોઇ તારણ નથી, માટે જ આજનો વિષય ' પ્રવૃત્તિ અને નિવૃત્તિ ' છે પ્રવૃત્તિથી પાછા હઠાય, નિવૃત્તિમા આગળ ધસાય એવુ કયારે બને ? અમુક અમુક અશે મોહથી ખસાય ત્યારે પ્રવૃત્તિથી પલટાઇ નિવૃત્તિ તરફ ધસાય તોજ મુક્તિમા જઈ વસાય જેને નિવૃત્તિ કહેવામા આવે છે તેની આ વ્યાખ્યા થઈ

મહાન્ ડાકૂ !

મોહની જેમ જેમ મન્દતા તેમ તેમ નિવૃત્તિનો ચન્દ્ર ચોસઠ કળાએ ખીલે આમ તો સોળ કળાઓ દુનિયામા બોલાય છે પણ અહિં ચાર ગુણો સમજવો પ્રવૃત્તિ મુક્તિપુરના પ્રવાસી માટે, માર્ગમા પેધે પડેલો લૂટારો છે, ચોર છે, ડાકૂ છે, ધાડપાડુ છે પ્રવૃત્તિ મુક્તિ પૂર્દસ્યુ ॥ અગિયારમા ગુણઠાણે પહોચેલા, પરમ નિવૃત્તિને પામેલા પણ પડે છે, શાથી ? કહો કે લૂટારી પ્રવૃત્તિથી અગિયારમા ગુણ ઠાણે તે સ્થિતિ હોય કે જ્યા વીતરાગ પ્રભુના જેવી જ વીતરાગતા હોય, સુદરમા સુદર યથાખ્યાત ચારિત્ર હોય, ત્યા વિષય પ્રવૃત્તિમાં મ ડાણ થાય, કષાય પ્રવૃત્તિમા પગલા થાય કે ગબડે, પડે, વખતે ઠેઠ નીચે પહોચે અગિયારમુ ગુણસ્થાનક એટલે માત્ર મોક્ષ પહોચવામા ત્રણ કદમ બાકી રહ્યા છે, પહેલા કદમે બારમુ ગુણસ્થાનક, બીજા કદમે તેરમુ ગુણસ્થાનક, અને ત્રીજા કદમે ચૌદમુ ગુણસ્થાનક, બસ! પછી મુક્તિ કેમકે પછી પનરમુ ગુણસ્થાનક નથી, મુક્તિ અન ત ગુણનુ સ્થાન છતાય અગુણસ્થાનક મુક્તિ માટે જ્યાથી માત્ર ત્રણજ કદમ ભરવાના બાકી છે, જો કે અગ્યારમેથી પડવાનુ જ છે દશમે થી જ બારમે જવાય છે અને તે પણ ક્ષપકશ્રેણી હોય તો આ તો માત્ર બનાવાય છે કે ત્યા પહોચવાની આટલી તૈયારી થઇ ચૂકી છે છતાય ત્યાથી પ્રવૃત્તિ પટકે છે ! ત્યા પહોચેલો જ્યા પ્રવૃત્તિમા ઝુકી ગયો કે વીતરાગ સામ્રાજ્ય ચૂકી ગયો યથાખ્યાત ચારિત્ર ચૂકી ગયો શાથી ? એક જ કારણ કે મોહ એકદમ ધસી આવીને એના પર પ્રવૃત્તિનો પડદો મૂકી ગયો એ પડદો સત્તામા હતો તે માટે કહો કે બહાર કાઢીને આડો ધરી દીધો સત્તામા વિષય કષાયની વાસના હતી, તે અમલી બ ની અર્થાત્ પ્રવૃત્તિ થઇ એટલે અગીયારમે ગુણસ્થાનકેથી પણ પતન થયુ, નિવૃત્તિથી મુક્તિની નજીક ગયેલા, માત્ર ત્રણ કદમ દૂર રહેલાને પણ પ્રવૃત્તિએ પછાડ્યા, પટયા એવા પટકયા કે પત્તો નથી પ્રવૃત્તિ આવો મહાન્ ડાકૂ છે

સભામાંથી—ઘણા વૃદ્ધો છોકરાઓને વહિવટ સોંપી દે છે તેઓ નિવૃત્ત કહેવાય ?

નિવૃત્તિની વ્યાખ્યા કહી ગયા તે મુજબ સ્થિતિ પ્રાપ્ત કરી હોય તો નિવૃત્ત કહેવાય, અન્યથા નહિ

સામાયિકમાં સ્થિત સાસુજીએ વહુને કેવી દયા પાળવાનું કહ્યું ?

ફરીને વ્યાખ્યા સમજી લ્યો જે ચારેય ગતિમાં રખડાવે, ભવજંગલમાં ભટકાવે, જન્મ મરણો કરાવે ને વધારે, એનું નામ પ્રવૃત્તિ અને એનાથી અવળું એનું નામ નિવૃત્તિ તાત્પર્ય કે ઘરનો વહિવટ છોડ્યો હોય પણ વળગાડ ન છોડ્યો હોય તો તેવાઓ નિવૃત્ત ન કહેવાય. જો એવી રીતે વહિવટ છોડનારાઓને નિવૃત્ત ગણીએ તો પેલી સાસુની સામાયિકની દયા વાળી વાત જેવું ગણાય સાસુજીએ સામાયિક લીધું સામાયિક લીધું એટલે સાવદ્ય વ્યવહાર છોડી દીધો બન્યું એવું કે એક બાજુ દહિંનું ઠામ ખુલ્લું પડેલું હતું, ત્યાં એક કુતરૂ આવ્યું તે તમાં મોં ઘાલીને ખાવા લાગ્યું સાસુજી આમ તો સામાયિકમાં હતા, તેમણે કાયા પર તો કાબૂ રાખ્યો પણ મન અને વચનને મોકળું મૂક્યું, વળગાડને ફગ નહોતો કર્યો એટલે બોલી ઉઠ્યા

ઉઠ્ય વહુ તું વાહેલેની આવ્ય, સાથે લાકડી લેતેરી આવ્ય;
આ કુતરૂં જે દહીં ખાય, તેહને તું દયા પળાય

સામાયિક સ્થિત સાસુ, વહુને બોલાવે છે, લાકડી લઈને આવવાનું કહે છે અને કુતરાની દયા પાળવાનું કહે છે 'માર' કહે તો તો સામાયિકમાં વાંધો આવેને ! કુતરાની દયા આ રીતે પળાવે અર્થાત્ દયાના નામે કુતરાની કેડ ભગાવે એ સાસુની સામાયિક કેવી ગણાય ! તેજ રીતે છોકરાઓના ઉપર વેપાર છોડે પણ વળગાડ ન છોડે તો તેવાઓની નિવૃત્તિ આ સાસુની સામાયિક જેવી ગણાય

આ કેવી દયા ! આ દયાળુ કેવા ! આ તે માનવી-દયા કે દાનવી દયા ? દયાનો દભ ! દયાનો દાટજ વાળે !

માસુએ જે દયા પળાવી હતી તે દયા નહોતી પણ કૂતરાની ખબર લેવડાવનારી અને દહિંની ખબર રખાવનારી દયા હતી, એ સ્વાર્થી દયા હતી, દયાજ નહોતી, દયાનો દભ હતો આવી દયાની વાતો જ્યા થતી હોય ત્યાં દભ સમજી લેવો માનવી, બુદ્ધિમાન્ માનવી, તત્ત્વજ્ઞાતા માનવી જે દયાની વાત કરે તેમા કોઈનોય સહાર ન હોય, એકના બચાવમા બીજાનો ભોગ ન હોય અને એવુ હોય ત્યા દયા નથી એવો મનુષ્ય દયાળુ નથી, ત્યા કેવળ દભ છે એમ કહેવાય, લોકોની દયા પળાય છે પણ ઘાણ કઢાવાય માછલાઓનો ત્યા દયા છે કે દયાનો દાટ વાળવાનુ દાનવી કૃત્ય છે ? માસ પણ ખવાય, માછલા પણ ખવાય એમ કહેનાર, એવો ઉપદેશ આપનાર જૈન ધર્મની દૃષ્ટિએ અધમાત્મા છે એને મહાન્ આત્મા કહેવામા પાગલપણુ છે જૈન ધર્મજ એમ કહે છે એમ નથી, દયામા માનનાર આસ્તિક દર્શનો તેમજ કહે છે વૈદિક ધર્મના મનુજી ઋષિ પણ પોતાની રચેલી સ્મૃતિ ( મનુસ્મૃતિ, જે ગ્રથ ઈતરોમા મહાન્ ગણાય છે ) મા સ્પષ્ટતયા કહે છે

> अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।
> सम्कर्ता चोपहर्ता च, खादकश्चेति घातकाः ॥
>
> મનુસ્મૃતિ, પચમ અધ્યાય, ત્રીજો ભાગ.

**શબ્દાર્થ**—કોઈ પ્રાણીને માસ ખાતો જોઈ અનુમોદન કરનાર, પ્રાણીના મર્યા પછી માસના જુદા કટકા કરનાર, તેને મારી નાખનાર, પ્રાણીના માસને માટે તેને વેચનાર તથા ખરીદનાર, માસને રાધનાર, માસને ઉપાડી લાવનાર તથા માસને ખાનાર, આ તમામ ઘાતકો છે

આ પ્રમાણે મનુસ્મૃતિ પણ આ તમામને ઘાતક, કસાઈ કહે છે પવિત્ર જબાનથી, ખોરાક ન મળે તો માસ પણ ખવાય, માછલા પણ ખવાય એમ કેમ બોલાય! પત્થરા ખવાય એમ બોલાય છે? પવિત્ર પુરુષ, મહાત્મા પુરુષ, તત્વજ્ઞાના પુરુષ તો કહી દે 'જહન્નમમા જાય આ દેહ! પણ માસમત્સ્યાદિ ભક્ષણ નજ થાય' જ્યારે ભક્ષણ નજ થાય તો ભક્ષણનો પ્રચાર, તેવો ઉપદેશ તો કેમજ થાય? નજ થાય નારકીએ લઈ જનાર ખોરાક નજ લેવાય આવો ખોરાક લેવાનુ કહેનાર દયા પાળે છે કે દયાનો દાટ વાળે છે? દયાનો દાટજ વાળે છે

હૃદયથી છૂટે ત્યારે નિવૃત્તિ કહેવાય

ચરવળો લીધો, કટાસણું લીધું પણ આત્માની સ્થિરતા ન હોય તો એ નિવૃત્તિ કેવી ગણાય! ઘરબાર, વેપાર રોજગાર છોકરાઓને સોપ્યો પણ જરા મારા ખોટા ખબર મળે તો હૃદયમા અસર થાય કે નહિ? જો થાય તો નિવૃત્તિ કયા રહી! પ્રવૃત્તિ વિષ સમાન લાગવી જોઈએ, નિવૃત્તિ પરત્વે પ્રીતિ જાગવી જોઈએ, અતરની વીણાનો નિવૃત્તિ માટે મધુર ધ્વનિ વાગવો જોઈએ, મુનિપદને તથા મુનિવરોને હજારો હજારો નમસ્કાર કરાતા હોય ત્યા નિવૃત્તિ મનાય પણ આમાનુ કાંઈ ન હોય, ભાવના ય ન હોય અને 'મે છોડયુ' કહે તેટલા માત્રથી છોડ નારને નિવૃત્ત કહેવાય નહિ એ છોડયું પણ ત્યારે હોય છે કે હવે પોતાથી થઇ શકતું નથી

સભામાથી–ચાવી તો કબજે રાખી હોય

ત્યારે કહો કે હૃદયથી છૂટયું નથી હૃદયથી છૂટે ત્યારે તેને નિવૃત્તિ કહેવાય અમુક સુખ મેળવવા, શારીરિક થાક ઉતારવા વિરામ લે તે નિવૃત્તિ નથી, પછી કાયાકલ્પ કરે અને પાચની પચાસ પેદી કરે આમા નિવૃત્તિ કયા છે?

બુદ્ધિનો છેદ હોય ત્યાં ભેદ કયાથી જણાય ?

હવે દયા તત્ત્વના મુદ્દા પર આવીએ મનુસ્મૃતિ માસ પકાવનાર, ખાનાર, કકડા કરનાર, લાવનાર, અનુમત થનાર, ક્રયવિક્રય કરનાર, રાધનાર આમ આઠે ય પ્રકારના મનુષ્યોને કસાઇ કહે છે ખોરાક ન મળે તો અનશન કરે પણ માસમત્સ્યભક્ષણ કરી જીવાય ? છતા ય તેવું કહેવામા દયા પાલન મનાય છે, તેવું કહેનાર ' દયા પાળે છે ' એમ કહેવાય છે, એ કેવી વિલક્ષણતા ! અને કહેનાર કહે છે, લખનાર લખે છે, ભગવાન ' મહાવીરમાં અને આમા કાંઇ ફેર નથી ' જે ભગવાન મહાવીરનો ઇન્દ્રો તથા દેવોએ જન્મ મહોત્સવ કર્યો, જેમની સેવામા કરોડો દેવો હાજર હતા, જેમણે કેવલજ્ઞાન મેળવ્યું, જેઓ સિદ્ધિને વર્યા, કયા તે પરમાત્મા અને કયા આ કહેવાના મહાત્મા ! લખનાર લખે છે ( કહે છે ), ' મહાત્મા અને ભગવાનમા ફરક નથી ' આવુ બકનારા દુનિયામા પડ્યા છે પુણ્યવાનોને શ્રદ્ધા રહિત કરવાના આવા પ્રયાસો થઇ રહ્યા છે પહેલા આત્મા કહેવાય, સયોગ પામી ધીરે ધીરે મહાપુરુષોના સતસગથી ક્રમનર આગળ વધી સયમ સ્વીકારે–પ્રભુ આજ્ઞાનુસાર સયમને ધારણ કરે તે મહાત્મા કહેવાય અને ' સવી જીવ કરુ શાસન રસીની ' જન્માતરની તીવ્ર ભાવનાથી નિકાચિત કરેલ તીર્થંકર નામકર્મનો ઉદય થાય, ઘાતિ કર્મનો ક્ષય થાય, કેવલજ્ઞાન કેવલદર્શન પ્રાપ્ત થાય થાય ત્યારે તે પરમાત્મા કહેવાય લખનારને ભેદ નથી જણાતો, પોતાની યુક્તિ અનુસાર અમુક બાબતો ગોઠવી કહેવાતા મહાત્મા તથા ભગવાન મહાવીર વચ્ચે ભેદ ન હોવાનુ જણાવે છે, જ્યા બુદ્ધિનો છેદ થયો હોય ત્યા ભેદ કયાથી જણાય ? જ્યા મિથ્યાત્વ ઘુસી ગયું હોય, સમ્યક્ત્વ નામ શેષતાને પામ્યુ હોય, શ્રદ્ધાનુ તિલક ભુસી નાખ્યુ હોય, બટાટાદિ કદમૂળ ખવાતા હોય, રાત્રિભોજનાદિ થતા હોય ત્યા

ભેદ કયાથી માલુમ પડે ? એક તો કહે છે, ' પ્રાર્થના સભામા અને ભગવાનના સમવસરણમા કાઇ ભેદ નથી કયા પ્રાર્થના સભાને કયા અશોક વૃક્ષાદિ પ્રાતિહાર્યવાળુ દેવકૃત સમવસરણ જેમા ભગવાન વિરાજમાન થઇ, યોજનગામિની, સર્વ સ શય નિવારિણી અતિશય યુક્ત અમોઘ, ગભીર વાણીથી દેશના દે, જેના યોગે ઉદાયિ જેવા કેઈ રાજવીઓ સ યમ લે, દેવ, મનુષ્ય, તિર્ય ચની પર્ષદા ધર્મ સાભળે, પાખ ડીઓ પણ જ્યા મસ્તક ડોલાવે આ કહે છે ફરક નથી, કહો કે એની બુદ્ધિમા ફરક પડી ગયો છે તે સમયમા રોજ કેટલા ત્યાગી થતા ! અહિ જેને સરખા કહેવાય છે તે કાચુ પાણી પીએ ગમે તે પદાર્થ ખાય જ્યારે ભગવાન શ્રી મહાવીરદેવે પોતાના તૃષિત પાચસે શિષ્યોને, પેલા તળાવમાં સૂર્ય-કિરણ યોગે અચિત્ત થયેલુ પાણી પોતે કેવલજ્ઞાનથી જાણવા છતા, પીવાનુ ન કહ્યુ કેમકે વ્યવહારથી-શ્રુતથી તે અચિત્ત નહોતુ, મર્યાદામા વ્યવહાર મહાન્ છે, જ્યારે અહિ તો સ્ત્રીના ટેકે ચલાય છે, એ બે સમાન ? કેવી તુલના ? કયા રાજા ભોજ અને કયા ગાગો તેલી ! શ્રી જિનેશ્વર ભગવાન તો ત્રણ લોકના નાથ છે, ત્રાતા છે, નવ કોટિનુ જેમનુ સ યમ આવા પરમા ત્મામા અને કહેવાતા મહાત્મામા, તુલના કરનાર પામરને ભેદ જણાતો નથી, ફરી ગોખી લ્યો કે બુદ્ધિમા છેદ હોય ત્યાં ભેદ કયાથી જણાય ?

### સામાન્ય કેવલી તથા તીર્થ કર વચ્ચે કયો ફરક ?

પ્રશ્ન-ધર્માત્માના ભેદ ખરા ?

ધર્માત્માના બે ભેદ ( ૧ ) પરમધર્મમૂર્તિ ( ૨ ) મહાધર્મ-મૂર્તિ, પણ મહાત્માના ભેદ નથી

પ્રશ્ન-સામાન્ય કેવળી અને તીર્થ કરમા ફરક છે ?

જ્ઞાનાદિ ગુણ સમાન છે, તેમા ફરક નથી પણ પુણ્યાઈમા

ઘણો ફરક છે શ્રી તીર્થંકરની વાણી અતિશયવાળી છે, યોજન-ગામિની છે જ્યારે સામાન્ય કેવળીમા તે નથી શ્રી જિનેશ્વર તો છ છ કલાક દેશના દે, સામાન્ય કેવળીનુ શારીરિક સામર્થ્ય તેવુ ન પણ હોય, વખતે વાણી બધ પણ હોય શ્રી જિને શ્વરદેવની વાણીમા ચમત્કાર એ છે કે શકા થતાજ સમાધાન થઈજ જાય એ અતિશય સામાન્ય કેવળીમા ન હોય શ્રી જિને શ્વરદેવના ચરણકમળની સેવામા કરોડો દેવતાઓ હોય, સામાન્ય કેવળીને તે ન હોય જમીન પર સુવર્ણ કમળો પગલે પગલે ગોઠવાઈ જાય, સામાન્ય કેવળીને તે ન હોય જ્ઞાનમા ફરક નથી, પુણ્યાઇમા મહાન્ ફરક છે, દુનિયાનુ ભલુ શ્રી જિનેશ્વરદેવ કરી શકે, તેમનુ વચન આદેયજ હોય ક્રોડોનું તેમનાથી કલ્યાણ જ થાય, એમનુ નામ પરમાત્મા સામાન્ય કેવળી પોતાનુ કલ્યાણ કરી શકે નામકર્મમા ફેર છે કેવલજ્ઞાન તો થાય પણ જીભ ટુકી થઈ ગઇ હોય તો સુધરે ? આ ભેદ સમજવા જ્ઞાન મેળવવુ જોઇએ, કાચુ જ્ઞાન ન ચાલે કેવળજ્ઞાન ( સામાન્ય કેવળીને) થયુ એટલે ઘાતીકર્મ ગયા પણ ચાર અઘાતી કર્મ તો છે ને ! નામકર્મ, ગોત્ર કર્મ, આયુષ્ય કર્મ તથા વેદનીયકર્મ તીર્થંકરનુ નામ કર્મ અજબ છે, તેવુ નામ કર્મ સામાન્ય કેવળી ક્યાથી લાવે ? તીર્થંકર મહા ઉપકારી છે માટે તેઓ પ્રથમપદે છે સામાન્ય કેવળીમા તથા તીર્થંકરમા ઘાતીકર્મના ક્ષયમા ફરક નથી ઘાતી કર્મ પાપ પ્રકૃતિમા ગણાય છે, અઘાતિકર્મ પુણ્ય પાપ ઉભય પ્રકૃતિમા ગણાય છે, કેટલાક પુણ્યરૂપ છે અને કેટલાક પાપરૂપે છે તીર્થંકર નામકર્મ, શાતાવેદનીય, ઉચ્ચ ગોત્ર, મનુષ્યાયુ આ તમામ પુણ્ય પ્રકૃતિ છે આ પુણ્ય પ્રકૃતિ ખધી તીર્થંકરનામ સિવાય સામાન્ય કેવળીને હોય તીર્થંકરને સમવસરણ હોય, તેમને અષ્ટ મહા પ્રાતિહાર્ય હોય આ તમામ સામાન્ય કેવળીને ન હોય તાત્પર્ય કે આત્મગુણથી સામાન્ય કેવળી તથા તીર્થંકર સમાન છે, ફરક પુણ્ય વૈશિષ્ટયમા છે,

સદંતર વિલક્ષણ તુલના કરનાર બિચારા પાગલ છે

ચાર ઘાતી કર્મને ક્ષીણ કરી કેવલજ્ઞાન કેવલદર્શન મેળવે તે તીર્થંકર કહેવાય તેની સાથે ઘડી ઘડીમાં ગુલાંટ મારનારની તુલના! આજે એક બોલે, કાલે બીજું બોલે તેની તુલના કેવળજ્ઞાનીની સાથે! ઘડીકમાં હિમાલય જવાનું કહે, ઘડીકમાં ફેરવી તોળી બીજાના પર આરોપ ઢોળે તેની તુલના પરમાત્મા શ્રી મહાવીર સાથે! આવી તુલના કરનારો બિચારો કેવળ અજ્ઞાની છે આવી તુલના જૈન છાપામાં થાય છે! ભોળા જૈનોની શ્રદ્ધાનો ઘાણ કાઢનારા લેખો જૈન છાપામાં પ્રગટ થાય છે જુલમ થાય છે, ત્રાસ થાય છે પણ આજે જૈન સમાજમાં અનાજકતા છે એ શોચનીય છે લખનારમાં સુદેવ, સુગુરુ, સુધર્મ તત્ત્વનું પણ જ્ઞાન હોય તો આવું લખે? ભગવાન મહાવીરમાં અને મહાત્માગાં ફરક નથી એમ કહેવામાં કાંઈ શરમેય નથી આવતી!

અધ્યાત્મ કે અધ્યાત્મ?

સભામાંથી આધ્યાત્મિક તુલના છે ને!

પ્રથમ તો તીર્થંકરની તુલના તીર્થંકર વિના, મહાન્ આરાધક સાથે પણ ન થાય અધ્યાત્મ પણ અહિં કયાં છે? અધ્યાત્મ રીઢું પડયું છે? અધ્યાત્મ એટલે શું તે સમજવું જોઈએ બોલવા માત્રથી અધ્યાત્મ ન આવે, જેના નામે બેંકમાં નાણાં જમા થતા હોય, સહીઓ કરી જે પૈસા લે, જે ખુદ પૈસા લે, થેલીઓ લે એની તુલના, ક્રોડો રૂપૈયા દેવો સેવામાં હાજર કરે તેને લાત મારનારની સાથે? જે પરમાત્માનું અકૃત અકારિત અનુદ્દેશિત આહાર પર જીવન, તેમની સાથે, ફળોને પીલી દૂદી રસ કાઢી ખોરાક લેનારની તુલના? એક તરફ સાથીયા ઉચકાય, હિંસાના કામ કરનાર ને ધર્મી નવાજાય, વિરોધીના રાજીયા ગવરાવાય એવાની તુલના મિથ્યાત્વનું છડેચોક ખંડન

કરનાર તથા દુશ્મનોનુ પણ ભલુ ઇચ્છનાર, ઉપસર્ગ પરિષહ અપૂર્વ સમભાવે સહેનાર ભગવાન શ્રી મહાવીર સાથે? ન ફાવે ત્યા અહિંસાનો આડબર કરે અને 'વાદરા તો ખેતરના પાકનુ નુકશાન કરે છે, તેને મારવામા હિંસા જોતો નથી,' આવુ કથન કરનારની તુલના અહિંસામૂર્તિ પરમાત્મા મહાવીર સાથે? પોતાને અગે ઇશ્વરની પ્રેરણાને આડે લાવે તો બીજાને ઇશ્વરી પ્રેરણા કયા જાય છે? એક દેશના બચાવ માટે બીજા દેશના નાશની માયાનો મેળ, માયાથી પર તત્ત્વ સાથે કયાથી મળે? ઇશ્વરની પ્રેરણા બધે નહિ? અને બધે તો બીજાને મારવાનુ કહેનાર ઇશ્વરની પ્રેરણાનુ ખૂન નથી કરતો? વાદરાને ઇશ્વરી પ્રેરણા નહિ? આવી તુલના કરનાર પામર હોય છે પાગલ છે હા! ભગવાને ચાર નિક્ષેપા કહ્યા છે 'મહાત્મા'ના નિક્ષેપા કરીએ, નામ મહાત્મા, સ્થાપના મહાત્મા, દ્રવ્ય મહાત્મા અને ભાવ મહાત્મા તો આ મહાત્મા પ્રથમ પ્રકારના નિક્ષેપામા આવે, ભાવ મહાત્મા નહિ, નામ મહાત્મા

નિવૃત્તિ એટલે? ત્યા (વિશુદ્ધ નિવૃત્તિવાળા સ્થાનમા) ગમે, ફાવે, ખરૂ?

સામાયિકમા બેસીને કૂતરાની કેડ ભગાવે ત્યા નિવૃત્તિ નથી, એ પ્રવૃત્તિ નિવૃત્ત્યોત્પાદક નથી મોહજન્ય, મોહાવૃત પ્રવૃત્તિથી નિવૃત્તિ ન મળે, એથી તો સસારનુ પરિભ્રમણ મળે, દુર્ગતિ મળે ચિત્તને નિર્મોહ બનાવનારી, વિરક્ત બનાવનારી, વિષય વાસનાઓના પાશથી મુક્ત બનાવનારી એવી પ્રવૃત્તિ થોકબધ કરો, કરાય તેટલી કરો! સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ થાય તેટલા કરો, ચરણસિત્તરી કરણસિત્તરીના ૧૪૦ એકસો ચાળીશ ભેદો આરાધવાની ક્રિયા થાય તેટલી કરો કેમકે એ ક્રિયાઓ હૃદયને શુદ્ધ કરનારી છે, મન, વચન, કાયાના યોગોને માઠી પ્રવૃત્તિથી રોકનારી છે વ્યાખ્યાનના વિષયમા શબ્દો 'પ્રવૃત્તિ અને

નિવૃત્તિ છે ' એકલો ' નિવૃત્તિ ' શબ્દ નથી અકર્મણ્ય બનવાનુ વિધાન કે એવી બનવાનુ કથન નથી મુક્તિ ગયા પહેલા અકર્મણ્ય બનવાનુ તો વધારેમા વધારે નિંદ્ય છે ક્રમસર પ્રવૃત્તિથી નિવૃત્તિ પ્રાપ્ત કરવાની છે દુષ્ટ ધ્યાનથી નિવૃત્ત થવા માટે ધર્મ ધ્યાનની પ્રવૃત્તિ છે, તેમાથી નિવૃત્ત થવા માટે શુક્લધ્યાનની પ્રવૃત્તિ છે એમ ચઢતા ક્રમે વિશુદ્ધ પ્રવૃત્તિથી એકલી નિવૃત્તિ એટલે સિદ્ધદશા પ્રાપ્ત કરવાની છે ત્યા અનત આનદ છે ત્યા બીલકુલ પ્રવૃત્તિ નથી કોઇ કહેશે કે, ' ત્યા તો અકર્મણ્યપણું છે, તો ત્યા આનદ કયાથી ? ન ખાવુ, ન પીવુ, ન કોઇ ક્રિયા ત્યા આનદ કયાથી ? ' તો એમ કહેનાર બેવકૂફ છે જે કપડે મેલજ ન હોય તે ધોવુ પડે ? નજ ધોવુ પડે ભૂખજ ન લાગે ત્યા ખાવાની જરૂરજ કયા છે ? તરસજ ન લાગે ત્યા લોટાઓ ગટગટાવવાની જરૂરજ નથી સિદ્ધિમા તેવી કોઇ પરિસ્થિતિ નથી કે જેના માટે કોઇપણ ક્રિયાની જરૂર હોય એ આનદનો અનુભવજ અનુપમ છે ' ત્યા કેમ ગમે, બેસી રહેવુ કેમ ફાવે ' આ પ્રશ્નને સ્થાનજ નથી અનત આનન્દમા ન ગમે ? નાટકમા નવા નવા પડદાઓ ઉચ કાય અને પડે, નવા નવા પ્રવેશે નવા નવા દશ્યો જોવાય ત્યા કલાકોના કલાકો કેમ ફાવે છે ? ત્યારે સિદ્ધાત્માને આખી દુનિયાના દશ્યો જોવાના છે, કહો કેમ ન ગમે ? આતો તમને સમજાવવા ' ગમે ' શબ્દનો પ્રયોગ કરવો પડે છે બાકી સિદ્ધાત્માને ગમવા ન ગમવાનુ કયા છે ? નાટકના દશ્યોમા, ગાનતાનમા ગુલતાન થયેલાઓને જો કલાકો સુધી બેસી રહેવુ ફાવે તો સિદ્ધાત્માને વિશાલ દશ્યોજ પ્રત્યક્ષ છે ત્યા આવો પ્રશ્નજ ન થાય આનદ અનત છે એ યાદ રાખો જે એકસરખી અવસ્થા પહેલા સમયે આનદ આપે તે બીજા સમયે કેમ આનદ ન આપે ? અને ન આપે તો અનત આનદ કેમ કહેવાય ? ત્યાં થાકવાનુ નથી

થાક તો દેહને છે, આત્માને નથી થાક, મસા, ભગદર, જલોદર તમામ વ્યાધિઓના થરનો ડર દેહને છે, આત્માને નથી સિદ્ધને તો વિશુદ્ધ આનદજ આનદ સતત છે, એ આનદની ઝાખી થાય તોય અનુપમ લહેર આવે અનતકાળમા નવીનતા જોવાની નથી એમ કહેનાર મૂર્ખ છે અનતા પર્યાયો ફર્યાજ કરે છે ભૂતના પર્યાય વર્તમાનરૂપે થાય, વર્તમાનના પર્યાય ભૂત બને, ભાવિના વર્તમાનરૂપ બને આમ અનતકાલમા પર્યાયો ફર્યાજ કરે છે સૂક્ષ્મ વિષય છે કેવલ જ્ઞાનીા અનુભવ વિના ન સમજાય

## દૃષ્ટાન્ત દેશથી હોય છે

વળી એ સમજી લેવુ કે દૃષ્ટાન્ત દેશથી હોય **सिंहो माणवक** માણવક એટલે છોકરો સિહ છે, એનો અર્થ એ સિહ જેવો આકરો ક્રૂર છે એમ સમજાય, પણ તેથી એ છોકરાને સિહની પાસે-સિહના બાળકો સાથે ન રખાય કોઈએ ઉભા ઉભા મેક ચોટર કર્યું (લઘુશકા કરી) આથી એને કોઈએ બળદીઓ કહ્યો તે બળદીઆનો ઉપચાર પણ તેને બળદની સાથે બધાય ખરો? ના કહો સિહ, બળદ વિગેરે ઉપચારથી કહ્યુ જ્યા આ બાળક અગ્નિ જેવો છે એમ કહેવાય ત્યા તેને અગારામા, ચૂલામા નખાય નહિ દૃષ્ટાન્ત દેશથી હોય, ઉપચારથી હોય સિદ્ધના જીવને અનત આનદ છે તે પહેલે સમયે આવે તો બીજે સમયે કેમ ન આવે?

પ્રશ્ન—પરિગ્રહથી પર થઈને સાધવા કરતા તેમા રહીને સેવા કરવી, રાજકારણમા ભાગ લઈ સેવા કરવી, સ્ત્રીનો ત્યાગ કરવા કરતા સાથે રહી, બ્રહ્મચારી રહી નિર્લેપ રહેવુ, આ અધિક નથી?

## નિર્લેપ હોય તે વળી ચેપનો લેપ કરે શા માટે?

પરિગ્રહથી લપટાયેજ જાય તે નિર્લેપ શી રીતે? એમ

નિર્લેપ રહેવાનુ હોય તો જ્ઞાનીઓ લાત મારીને નીકળત શા માટે? કોઇ બોલે તેમ ડોલો નહિ, 'હા એ હા' ન કરો રાજ કારણી સેવાનો અર્થ તો પરલોકના કાર્યનો ત્યાગ કરી કેવલ આ લોકના કાર્યમા ઝુકાવવુ એજ જેઓ પરિગ્રહથી પર થયા, જેઓએ આ લોકના સુખોને મહત્તા નથી આપી તેઓ વાસ્તવિક સુખને પામ્યા છે સ્ત્રીને બા કહેનારને ચાલવામા, પગલા ભરવામા બીજી સ્ત્રીઓના ટેકાની જરૂર શા માટે પડતી હશે? આ નિર્લેપતા? આ તો સરાગતાના પૂતળા છે! મૂર્ખા હોય તેઓ ત્યા નિર્લેપતા માને દુનિયામા કોઈ પ્રવૃત્તિ આ રીતે ચાલે છે? સ્ત્રીને ટેકા દઇને ચલાય? અને છતાય નિર્લેપતા? વ્યવહાર કયો? મનુ ઋષિ પણ આવા વ્યવહારનો વિરોધજ કરે છે આટલુ છતા અહિ નિર્લેપતા માનનાર મૂર્ખ-શિરોમણિ છે જેનો ત્યાગ કર્યો ત્યા દૃષ્ટિ પણ ન કરવા!! હોય બુદ્ધ પણ સ્ત્રીને છોડીનેજ ચાલી નીકળેલ છે, તેની સ્ત્રી રડે છે, છતા તે તેને ન ગણકારતા ચાલી નીકળે છે લશ્કરમા પણ જતા સ્ત્રીને નથી નિહાળતા લક્ષ્મીનો ત્યાગ એ ત્યાગ છે સ્ત્રીનો ત્યાગ મહાત્યાગ છે લૌકિક લોકોત્તર બન્ને પ્રકારે સ્ત્રીથી દૂર રહેવાનો જ વ્યવહાર શ્રેષ્ઠ ગણાયો છે સહવાસમા રહીને જીવાય, નિર્લેપ રહેવાય એમ કહેનાર મૂર્ખતા વધારે છે, સિદ્ધાતનુ સુદર જ્ઞાન, ઘટાડે છે નિર્લેપ હોય તે વળી ચેપનો લેપ કરે શા માટે? આના ભણેલા મૂર્ખા પણ હોય છે!

આટલું છતા પણ દુનિયામા આવા ય ભણેલા પડ્યા છે કે જે સદતર વિપરીત માને, મનાવવા પ્રયત્ન કરે ભણેલા મૂર્ખા પણ હોય છે એક પણ્ડિત એક ઠેકાણે જમવા ગયો ભાણામા જલેબી આવી એટલે ભણેલા પણ્ડિતે સસ્કૃત યાદ કર્યુ

यत्रैक च्छिद्र वर्तते तत्र न स्थातव्य ।
अत्रत्वनेकानि च्छिद्राणि वर्तन्तेऽतो न स्थातव्यम् ॥

જ્યા એક છિદ્ર હોય ત્યા ન રહેવાય તો આટલા બધા છિદ્ર જ્યા ભાણામા હાજર થાય ત્યા કેમ રહેવાય ? તે તો તરત ત્યાથી ભાગ્યો; સ્મશાને પહોચ્યો ત્યા એક ગધેડુ ઊભુ હતુ પડિતને શ્લોક યાદ આવ્યો, **श्मशाने यस्तिष्ठति स बान्धव** કહેવાનું તાત્પર્ય કે સ્મશાનાદિ પ્રસગે જેઓ હાજર રહે તે બધુજનો છે, પણ આ પડિતે તો સ્મશાનમા ઊભેલા (હાજર રહેલા) ગધેડાને મિત્ર માનીને સાથે લીધો, અને આગળ ચાલ્યો આગળ ઊંટ મળ્યું, તેની ગતિ શીઘ્ર હતી તે જોઇને પડિતને સાભર્યું, **धर्मस्य त्वरिता गति** ધર્મની ગતિ ત્વરિત (ઉતાવળી) હોય, તાત્પર્ય ધર્મ જલદી કરવો જોઇએ, પણ પડિતે તો ઉતાવળી ગતિએ ચાલનાર ઊંટને ધર્મ માની લીધો આની ગતિ ઉતાવળી છે માટે આ જ ધર્મ, એમ પડિતે માન્યું ત્યા વળી યાદ આવ્યું

**मित्र धर्मेण योजयेत्** મિત્રને ધર્મમા જોડવો જોઇએ, એટલે ગધેડાને તથા ઊંટને સાથે બાધ્યા-આવા ભણેલા પણ હોય છે તેઓ આમ કહ્યા કરે કયા લોકોત્તર મહાવીર અને કયા લૌકિક મહાત્મા! મુક્તિમા ગયેલા સાથે સ સારમા રહેલાની સરખામણીની યુક્તિ મૂર્ખપણારૂપ છે પડિતના દૃષ્ટાન્તથી સમજી લેવુ કે આવા પણ પડિતો પડ્યા હોય છે તાત્પર્ય કે પડિત માલવણીયા એવા નામ આદિથી ખુશી થવાનું નથી.

## ધર્મ માટે અનુકૂલતા વધી કે પ્રતિકૂલતા ?

મહાવીરના સદૃશ લખનારના ગુરુએ મહિના પહેલા લેખ લખ્યો છે આ લેખ પૂર્વ મ કેતાનુસાર કા ન લખાયો હોય મહાવીર અને મહાત્માની સરખામણીમા કોઈ કહે કે 'અહિં જન્મ મહોત્સવ કયા? દિક્કુમારીઓ કયા ? દેવો ઇદ્રો કયા? અતિશય કયા ? સમવસરણ કયા ?' તો એ વાતને ગુરુએ

મહિના પહેલાના લેખમાં વહેમરૂપ જણાવી દીધી અને એ રીતે પોતાની ઇચ્છા મુજબ ભૂમિકા સરલ કરી આ લેખ શિષ્ય પાને (તેના નામે) લખાવરાવ્યો હોય તો ના નહિ આ તમામ પૂર્વ સંકેતાનુસાર વ્યવસ્થિત કાં ન હોય? દુનિયાને ત્યાગીના-સાધુના પૂજારી મીટાવી પંડિતના પૂજારી બનાવવાના ધ્યેયવાળા આ છે, દુનિયા સિદ્ધાંતવાદી ન રહે પણ જમાનાવાદી બને એમ ઇચ્છનારા એ આ છે કેટલાકો કહે છે આ યુગમાં ધર્મ માટે અનુકૂળતા વધી છે પણ વસ્તુતઃ પ્રતિકૂળતા વધી છે રાજ્યની ડખલગીરી ન હોવી એ અનુકૂળતા ખરી પણ નાસ્તિકતાના આવા લેખો કાયમ લખાય, બકવાદો ચાલુ રહે એ પ્રતિકૂળતા વધી છે આ સ્થિતિમાં શ્રદ્ધા ટકાવવી મુશ્કેલ છે એવા પ્રચારથી, સાવચેત રાખવા, ઉત્પન્ન થતા ભ્રમો દૂર કરવા, શ્રદ્ધા સ્થિર કરવા, વિપરીત અસરથી બચાવવા બાપણો ક્રમસર દર રવિવારે રાખવામાં આવેલ છે

**પ્રવૃત્તિ કાળી નાગણ છે—**

આજનો વિષય છે, 'પ્રવૃત્તિ અને નિવૃત્તિ'નો, તેમાં પ્રવૃત્તિ પરમ શત્રુ છે, પરમ ઝેર છે મોહની, વિષય કષાયની પ્રવૃત્તિ તેવી છે એમ સમજવું નહિ તો સાધુ પણ આખોય દિવસ પ્રવૃત્તિ રક્તજ છે એમ કોઈ કહે (કહી દે) માટે સ્પષ્ટ કરવામાં આવે છે કે મોહ પ્રવૃત્તિ માટે આ કથન છે સાધુની પ્રવૃત્તિ તો સંયમ ક્રિયાની છે, એનો રંગ નિવૃત્તિમાં છે જે મોહની પ્રવૃત્તિ પરમ શત્રુ છે, પરમ ઝેર છે તેને માટે કહ્યું કે તે પરમ ડાકૂ છે, મોટો, નામચીન લૂટારૂ છે ત્રણ કદમ મુક્તિ દૂર રહી હોય તેમને પટકનાર તેવી પ્રવૃત્તિ છે પ્રવૃત્તિ મહાન્ કાળી નાગણ છે, મોહ તથા વિષયનું ઝેર ડંખથી રેડે છે આવી પ્રવૃત્તિથી નિવૃત્ત થતા શીખવું જોઈએ પાપ ગળે અને પુણ્ય મળે એવી પ્રવૃત્તિમાં રક્ત રહો કે જે નિવૃત્તિ લાવનારી હોય, કોઇ કહેશે,

'અમારે પેઢીઓ ચલાવવી, વ્યાપારો ખેલવા, સંસાર ઘર-વ્યવહાર ચલાવવો, વિસ્તારવો ત્યા મહારાજ આવી નિવૃત્તિની વાત કરે એ, 'ભેસ આગળ ભાગવત' છે યાદ રાખો, એમ હુ નથી માનતો, કલ્પો કે કોઇને એમ લાગે અને કહે તો જણાવી દઉ કે તેમ નથી આ 'ભેંસ આગળ ભાગવત' નથી, કેમ કે ભલે તમે વ્યાપારો ખેલતા હો, ખૂબ કમાતા હો, જે કરી રહ્યા છો ત તમામ કરતા હો, દાવ પર દાવ ખેલે જતા હો છતાય આ નિવૃત્તિ શ્રવણ કર્યા હશે, સમજ્યા હશો, પ્રવૃત્તિ તથા નિવૃત્તિનુ સ્વરૂપ અને પરિણામ ખ્યાલમા રહ્યુ હશે, તો ત્યા ઘણો ફરક પડી જશે ભગવાન મહાવીર દેવે કેવળ પ્રવૃત્તિવાળા માટે ધર્મ કહ્યો છે ને! નિવૃત્તિ તે ધર્મ, પ્રવૃત્તિમા અર્થ કામ પ્રભુના સયમ ધર્મની ઝીણી વ્યાખ્યા એ કદાચ 'ભેંસ આગળ ભાગવત' થાય તેમાય અપવાદ હોય, બધીય અહિ ભેંસો જ હાજર હોય એમ ન મનાય તત્વજ્ઞ પણ હોય એટલે શૂરવીર પણ હોય કે જે સયમ માટે ઉજમાળ બની જાય આટલુ છતા સયમની ઝીણી વાત માટે કોઇને એમ લાગે તો હજી ઠીક, પણ આ તો ગૃહસ્થથી બને તેવી કરણી બતાવાય છે ભગવાને ધર્મના ચાર ભેદ કહ્યા છે, એમા નિવૃત્તિજ યોજાઇ છે ને! દાન, શીલ, તપ તથા ભાવ, પ્રવૃત્તિરૂપ કાળી નાગણના ડશને ઉતારનારા આ ધર્મો છે કેમકે એમા નિવૃત્તિ અમૃત છે

**જૈન ધર્મ જરૂર નિવૃત્તિ પ્રધાન છે; કઈ રીતે તે સમજો—**

ખૂબ પેઢીઓ ચલાવો છો ખૂબ કમાયા, અઢળક ભેળુ કર્યુ, પછી લાખોના દાન દ્યો, દીન દુખીના દુખ દૂર કરવા, સાધર્મી વાત્સલ્યમા, શુભ કાર્યોમા લાખો ખરચો એ નિવૃત્તિ જ છે ને! લાખો દેવાય ત્યારે કે જ્યારે હૈયાથી છૂટે હૈયાથી ન છૂટેલ હોય ત્યા તો આવનારને હડધૂત કરાય છે જ્યા હૈયે ચોટેલ હોય છે ત્યા માગવા જનારને તો પેલાનો હાથ ચોટે છે—લપડાક પડે છે

પ્રવૃત્તિમા રાચીમાચી રહેલાઓ માટે ભગવાને આ ચાર પ્રકારે ધર્મ કહેલ છે, બતાવેલ છે દાનમા છોડવાનુ છે છોડવુ તે નિવૃત્તિ, જોડાવું તે પ્રવૃત્તિ–પ્રવૃત્તિમા રહેલાઓએ પણ સાથે સાથે નિવૃત્તિના પાઠોનો અભ્યાસ કરવો જોઇએ આથી પ્રવૃત્તિ દબાશે, પતળી પડશે ભેગુ જ કર્યા કરાય ને નિકાશ ન હોય તો પરિણામ શુ આવે? ખા ખા કર્યુ, બે ચાર દિવસ નીકળે નહિ, ઝાડો ન થાય તો કેવી અકળામણ થાય છે! પેટ વધે જાય અને દશા એ થાય કે દોડાદોડ થાય, સારામા સાર ડોકટરો બોલાવાય અને કહેવાય કે ગમે તે રીતે પેટમાથી મળ કાઢો નેપાળાથી કે એનીમાથી પણ કઢાય ત્યારે જ શાતિ થાય વ્યવહારમા પણ આવક સાથે નિકાસ (જાવક) યોજાઈ છે અર્થની પ્રવૃત્તિ પર અકુશ મૂકવા પ્રથમ દાન ધર્મ છે પછી કામ(વિષય)ની પ્રવૃત્તિને રોકવા શીલ ધર્મ છે અકુશ એટલે નિવૃત્તિ સર્વથા શીલ પાળો, અબ્રહ્મના પચ્ચખ્ખાણ કરો, સર્વથા ન બને તો સ્વદારાસતોષ પરદારાવિરમણ વ્રત તો લેવાય ને આ ક્રમ નિવૃત્તિ છે? સ્વદારાના વિષયમા પણ મહિનાના ત્રીશ દિવસમા પચીશ દિવસ માટે નિવૃત્ત બનો, બધ કરો, નિયમ કરો તપ ધર્મમા આહારની નિવૃત્તિ છે ઉપવાસાદિ તપ એ આહારની નિવૃત્તિ છે આહારની પ્રવૃત્તિની રૂકાવટ છે ભગવાને શ્રાવક ધર્મમા, તે ધર્મના અનુષ્ઠાનમા નિવૃત્તિજ યોજી છે સામાયિક એ શુ છે? કહો, બે ઘડીની નિવૃત્તિ છે પોષધમા દિવસની, રાત્રિની કે અહોરાત્રિની નિવૃત્તિ છે આ તમામ બને તેવુ છે માટે 'ભેંસ આગળ ભાગવત' ન સમજવુ તથા કોઇ શૂરવીર અને સમજુ પણ હોય તો સયમ પણ લઇ લે, તે પણ ક્યારે બને સાભળે ત્યારે ને! એમ ન હોય તો સ્વય ભગવાન શા માટે તેવો ઉપદેશ દે? પ્રભુના દરેક આગમની દરેક પક્તિ વૈરાગ્યથી ભરેલી છે ધન કમાવુ એ પ્રવૃત્તિ, ત્યા દાન દેવુ એ

નિવૃત્તિ, વિષય વિલાસ એ પ્રવૃત્તિ ત્યા શીલ પાળવુ એ નિવૃત્તિ, સ્વદારાસતોષ ને પરદારાનો ત્યાગ એ નિવૃત્તિ, આખો દિવસ ખા-ખા કરવુ, ખાવું પીવુ ફાકવુ, સ્વાદ કરવા એ પ્રવૃત્તિ, ત્યા ઉપવાસ, આયબિલાદિ તપ એ નિવૃત્તિ, ચોથો ધર્મ ભાવ એ તો બધાની જડ છે ભાવ વિના દાન, શીલ, તપ પણ ક્યાથી ચવાના ? દરેકમાં તે હોય હવે સ્વતત્ર ભાવના ધર્મમા આવીએ નરસી ભાવના-એ માઠા વિચારો એ પ્રવૃત્તિ, ત્યા અનિત્યાદિ ભાવના એ નિવૃત્તિ, અનિત્ય-ભાવનાથી સસારની અનિત્યતાનુ ભાન થાય, પરલોક જાણે, આ બધુ અનિત્ય જાણે એટલે છોડે એ થઇ નિવૃત્તિ, અશરણ ભાવનાથી પોતાના અશરણપણાનુ ભાન અને શરણરૂપ દેવ, ગુરુ, ધર્મના શરણનો સ્વીકાર થાય એ નિવૃત્તિ, સુદરતાનો સમાર દેખે ત્યા સસાર ભાવના વિચારે पुनरपि जनन पुनरपि मरण पुनरपि जननी जठरे शयनम् એટલે સૌ દર્શના વ્યામોહથી થયેલા પાગલપણાનો ત્યાગ કરે એ થઇ નિવૃત્તિ, આશ્રવભાવનાથી-આશ્રવથી નિવૃત્ત થાય, સવર ભાવનાથી પાપને રોકે, આમ બારેય ભાવના આત્માને નિવૃત્તિ રૂપ અમૃતથી સિચે છે મૈત્ર્યાદિ ચાર ભાવના પણ ક્રોધાદિ કષાયોની પ્રવૃત્તિથી નિવૃત્ત બનાવે છે

ધક્કા વૂમેન ડેશન

ગૃહસ્થ માટે પણ ભગવાને ચાર પ્રકારે ધર્મ કહ્યો, દાન, શીલ, તપ, ભાવ તે નિવૃત્તિ રૂપ છે આ અગો હોય ત્યા નિવૃત્તિ છે યાદ રાખો, આ ધર્મો સાધન છે, પછી આગળ વધાય, શ્રુત પમાય, ચારિત્ર સ્વીકારાય અને ઉત્તરોત્તર પ્રબલ સાધનો મળે તો શાશ્વત નિવૃત્તિ એટલે મુક્તિ મળે છે, સાધ્ય પરમ નિવૃત્તનુ (મુક્તિનુ) છે. મુક્તિનુ નામ જ નિવૃતિપદ છે સપૂર્ણ નિવૃત્તિ મુક્તિમા છે નિવૃત્તિ અમૃત છે પ્રવૃત્તિ જૂતીયા ખવરાવનારી છે, જ્યારે નિવૃત્તિ ગળામા ગુણ રત્નોનો હાર ધારણ કરાવનારી

છે, પોતાની જાતે ન નિવૃત્તિ હયો, ન ખસો તો ય ખસવાનુ છે પણ તે પછી ઘણા ઘૂમેન કેશવ જેવુ થવાનુ એક બ્રાહ્મણ હતો તે નજપુરોહિત હતો રાજપુરોહિત હોય એટલે પ્રાય આથિક સ્થિતિ સારી હોય. આસ્તિક હતો, શિક્ષિત હતો, સસ્કારી હતો, ક્રિયાપરાયણ હતો, અતિથિ સત્કાર કરી પ્રફુલ્લ રહેનારો તે યોગ્ય રાજપુરોહિત હતો એને એક પુત્ર હતો, ઉપરાત પાચ પુત્રીઓ હતી અનુક્રમે પુત્રીઓ મોટી થતી ગઈ તેમ તેમ તેમનુ લગ્ન કરવામા આવ્યું ચાર પુત્રીઓ પરણાવાઇ થોડા વખત બાદ પાચમી પુત્રીના લગ્નનો પ્રસગ આવ્યો લગ્ન લીધા પેલા ચારે ય જમાઇને પહેલા બોલાવ્યા, અગાઉથી બોલાવ્યા. જમાઇ પહેલા હોય ને ! જમાઈ વધારે વહાલા હોય કદાચ (પુરુષને—સસરાને) ન હોય, ઓછા વહાલા હોય પણ સ્ત્રી (સાસુ)ને તો વધારે વહાલા હોય એટલે પુરુષની ઇચ્છા કદાચ મોડા બોલાવવાની હોય તો ય સ્ત્રીની પ્રેરણાથી તેમને વહેલા તેડવા પડે. જમાઇ એવું પુણ્ય કરીને આવ્યા છે કે સાસુને વ્હાલા હોય. સ્ત્રી ઘર ભરે તો યે દીકરીનુ એટલે જમાઇનુ જ ભર્યું થયુ ને ! છાનુ છપનુ આપે તે દીકરીને આપે, દીકરાની વહુને નહિ ! ચારે ય જમાઇ આવ્યા પુરોહિતે પોતાના માન મરતબા મુજબ પાચમી પુત્રીના સારી રીતે લગ્ન કરી પાચમી પુત્રીને વળાવી પ્રસગ ઉકલી ગયો પેલા ચાર જમાઈ માત્ર રહ્યા છે એમને કાઇ એકદમ વળાવાય ? જવાનુ કહેવાય ? જશે, બે ચાર દિવસ રહીને જશે એમ માન્યુ પેલા ચારેયને મજા એવી આવી કે જવાનુ નામ લેતા નથી ઘરે સામાન્ય સ્થિતિના હતા આ મફતના માલ ખાવા મળે એટલે જવાનુ નામ કોઇ લેતુ નથી જીભની ચાટને વશ પડી ગયા પુરોહિત વાર ગણ્યા કરે પણ આ ચારને તો જવાનો વિચાર સરખો ય નથી કેમકે આચાર (વ્યવહાર) ભૂલી ગયા છે એ ચારે ય

એક વખત તો એવા આનંદમાં આવી ગયા કે દીવાલ પર એક શ્લોકનું પાદ લખ્યું

श्वसुरगृहनिवासो स्वर्गतुल्यो नराणाम् સાસરામાં રહેવું એ મનુષ્યો માટે સ્વર્ગ સમાન છે

પુરોહિતની નજર આ શ્લોકના પાદ પર ગઇ તે સમજી ગયો, પામી ગયો કે હવે આ પેધા પડેલા ભૂલડા એમ ને એમ નીકળે એમ નથી પુરોહિતે તેજ શ્લોકના પાદ નીચે બીજા ત્રણ પાદ લખી શ્લોક પૂરો કર્યો

यदि वसति विवेकी पञ्च वा षट् दिनानि ।

જો વિવેકી થઇ પાંચ છ દિવસ રહેવાય તો તાત્પર્ય કે સાસરે નિવાસ સ્વર્ગસમાન એ વાત ખરી પણ ક્યારે? વિવેક પૂર્વક પાંચ છ દિવસ, મર્યાદિતપણે રહે તો

બીજી પણ એક કહેવત છે, સાસરા સુખ વાસરા, દો દિનકા આશરા, તીસરે દિન રહેવે તો ખાવે ખાસરા

दधिमधुघृतलुब्धो मासमेकं वसेत् चेत् ।
स भवति खरतुल्यो मानवो मानहीनः ॥

દહીં, મધુ અને ઘીમાં લુબ્ધ થઇ જો એક માસ રહે તો તે મનુષ્ય ખર (ગધેડા) જેવો છે, માનહીન થાય છે

બાજરીના રોટલાએ વિજયશર્મને વળાવ્યો

પેલા ચારેયે વાંચ્યું તેમાં એક ઢીલો થયો તે બોલ્યો, 'અલ્યા હવે હદ થઇ! આપણે હવે તો જવું જોઇએ ખુદ મસરાએ આપણને (જમાઇ જેવા જમાઇને) ગધેડા કહ્યા, હવે રહેવામાં શોભા નથી' પેલા ત્રણ બોલ્યા, 'ભાઇ આકળા ઉતાવળા ન થઇએ. ગધેડા કહે ગધેડા થઇ ગયા? આ તો ઉપ

ચારથી ગપેટા કહ્યા છે અને તે પ્રત્યક્ષ કર્યું છે ? દીવાલે લખ્યુ તેમા આપણને શું લાગેવળગે ? ' આ રીતે પેલા ત્રણ્યે દીલા રહૂને ટાઈટ કરી દીધો ચારેયને હતા એવા જ રંગઢંગ જોઈને પુરોહિતે ઘરમા જઈને કહી દીધું, કાલથી કાયમ બાજરીના રોટલા જ બનાવવા અને તે પીરસવા બીજે દિવસથી તેનો અમલ થયો ભાણામા બાજરીના રોટલા આવ્યા આથી જે વિજયરામ નામનો મોટો જમાઈ હતો ને પાડેલા ' ખર ' શબ્દ વાચી ઢીલો થયો હતો તણે જવાનો વિચાર નક્કી કર્યો અને બીજા ત્રણને જણાવ્યો કહ્યુ ' ભાઈઓ હવે હદ થઈ, ગાજરી પિપુડી ક્યા સુધી ? હવે તો બાજરીના રોટલા ભાણામા આવ્યા જમાઈના ભાણામાં રોજ બાજરીના રોટલા, આ ઓછું અપમાન ? ' પેલા ત્રણ કહે છે, ' તું તો ગાંડો છે ! બાજરીમા તો ઘી વધારે ખવાય અને શિયાળામા બાજરીનો ખોરાક સારો ગણ ' યાદ રાખજો, સ્વેચ્છાચારીઓ, સ્વચ્છંદીઓ ફાવતી યુક્તિઓનો સહારો લ્યે છે પ્રવૃત્તિ એ વાસનાના અંકુર છે, નિવૃત્તિ એ વાસનાને ભગાવનારી છે વિજયરામે જવાની તૈયારી કરી. સાનમા સમજનાર જમાઈ, ભલે આટલું રહ્યો છતા એને માટે પુરોહિતને આદર થયો, માનથી વળાવ્યો અને બસે રૂપીયા ઇનામમા ( જમાઇદક્ષિણામા ) આપ્યા

તેલ આવ્યુ એટલે માધવ ભાગે પડ્યો.

હવે પેલા ત્રણ ખસતા નથી હવે ઘીને બદલે તેલ પીરસ વાનો હુકમ કર્યો જ્યા ભાણામા તેલ આવ્યુ કે માધવ ભડ-કાયો એણે બીજા બેને કહ્યુ, " ભાઈઓ ! હવે ભાણામાથી ઘી ગયુ, તેલ આવ્યુ, આપણે કાઈ ઢોગી, ઠાકરડા, ભીલડા છીએ કે તેલ ખાઈએ ! ' પેલા બેને હજી જવુ ગમતું નહોતું, તેઓ બોલ્યા, ' તું પણ વિજયરામ જેવો વેદીઓ લાગે છે અલ્યા ! તેલ તો ગરમાવો આપે ગરમાવો ! શિયાળામા તો બહુ સારુ

એ વિશેષણ સંકલિત કરવામાં આવ્યું છે અર્થાત્ આજનો વિષય 'સ્વતંત્રતા' નથી રખાયો પણ 'સાચી સ્વતંત્રતા' રખાયો છે

**સાચી સ્વતંત્રતા ઇચ્છનારાએ તે પ્રાપ્ત કરનાર દેવાધિદેવે બતાવેલ ઉપાયો અમલમા મૂકવા જોઇએ**

સાચી સ્વતંત્રતા મેળવવા, પ્રાપ્ત કરવા કઇ સ્થિતિ હોવી જોઇએ, કયા વિચારો કરવા જોઇએ, તે વિચારોને આચરણમા કેમ મૂકવા જોઇએ, તેનો પ્રચાર શી રીતે કરવો જોઇએ તે સમજાવવાને આજના સંયોગોમા કોઇાથ નહિ કરવી પડે કેમકે થોડા દિવસની, ક્ષણિક સ્વતંત્રતા, પરતંત્રતામા પલટાઈ જનારી સ્વતંત્રતા, બીજી દુનિયામા કામ નહિ આવનારી સ્વતંત્રતા, આ દુનિયાની અનિશ્ચિત સ્વતંત્રતા માટે આજની દુનિયા કેટકેટલુ સહન કરે છે તે પ્રત્યક્ષ દેખાય છે, જેલમાં જાય છે, લાઠીઓ ખાય છે વિગેરે સુવિદિત છે કોઇ પણ વસ્તુ મેળવવા માટે પ્રથમ સહન કરતા શીખવુ પડશે સહન કર્યા વિના કોઇ વસ્તુ મળે નહિ લૌકિક સ્વતંત્રતાને ઇચ્છનારાઓ જેમ તેને અંગે તમામ પ્રકારની વિચારણા કરે, દુનિયામા જેઓએ તે સ્વતંત્રતા મેળવી છે તેઓએ શી રીતે મેળવી, કયા સાધનોથી મેળવી, તે મેળવવામાં કેવો ભોગ આપ્યો, કેવા દુઃખો અનુભવ્યાં તે તમામ લક્ષમા લે છે અને પછી તે મુજબ અમલ કરે છે તે મુજબ સાચી સ્વતંત્રતા જેઓએ પ્રાપ્ત કરી છે તેવા અનંત જ્ઞાની ત્રિકાલદર્શી દેવાધિદેવે તેવી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના આપણને ઉપાયો બતાવ્યા છે, તે ન વિચારીએ, તે મુજબ અમલ ન કરીએ, તે અમલમાં તદાકાર ન થઇએ ત્યાં સુધી સાચી સ્વતંત્રતા ન મળે સાચી સ્વતંત્રતા જોઇતી હોય તો શ્રી તીર્થંકર દેવે જે સાધનો કહ્યા છે તે મેળવવા જોઇએ, જે ઉપાયો કહ્યા હોય તે આદરવા જોઇએ

**મોહને મારવાનુ મન ન થાય તો માનો કે તમે સ્વતંત્રતાને સમજ્યાજ નથી.**

સાચી સ્વતંત્રતા એટલે આત્માનુ સામ્રાજ્ય. મોહના સામ્રાજ્યથી

દૂર રહેવું એ છે દુનિયામાં જેમ પોતાના પર બહારની સરકારની સત્તાને પરતંત્રતા માનવામાં આવે છે તેમ અહિં પણ આપણા પર મોહરાજાના સામ્રાજ્યની સત્તા સ્થાપિત થઇ છે એજ પારતંત્ર્ય સમજી લેવું મોહને ભાગવાના તેને પ્રાણવિહોણો કરવાની પછી જરાય ન ફાવે તેવો કરવાની તમામ પ્રવૃત્તિ આદરવામાં આવે તો સાચી સ્વતંત્રતા મળે, કાયમને માટે સ્વતંત્ર થવાય આજ સુધી અનંતા દુઃખો સહ્યા, જન્મ મરણ, આધિ વ્યાધિ ઉપાધિ રોગ શોક સહન કરવાનું ચાલુ છે તે શાથી? કહો કે આપણા પર મોહનું સામ્રાજ્ય છે ખરાખરા ખરાબ સામ્રાજ્ય મોહનું છે જગત્વર્તી જીવ જેમ કાળથી બચી શક્યો નથી તેમ મોહથી બચી શક્યો નથી. શાસ્ત્રે દરેક પ્રકારના પ્રાણીને ચાર પ્રકારની સંજ્ઞા બતાવી છે ચારેય ગતિના પ્રાણીઓ પર સામ્રાજ્ય ભોગવનાર મોહ છે મોહે આત્માને એટલો બધો દબાવ્યો છે કે જેથી તેના ગુણો અવરાય છે, ઢંકાય છે, લૂંટાય છે બહારની સરકારને અંગે જેમ કહેવામાં આવે છે કે તે હિંદને લૂંટે છે, તેમ મોહ આત્મધનને લૂંટે છે આત્માના સતત જાગૃત પ્રદેશો પર મોહનું કંઇ ચાલતું નથી આ છે જીવ અજીવનો જડ ચેતનનો ભેદ આ જીવ તેવી સ્થિતિથી વિકાસ પામી આટલી હદે આવ્યા પછી પણ મોહને પગારસ્ત કરવાનું ન સૂઝે તો પરતંત્રતા ક્યાંથી ટળે? આવા ક્રૂર મોહ પર અપ્રીતિ ન જાગે દૂર રહેવાનું મન ન થાય તો માનો કે તમે સ્વતંત્રતાને (તેના અર્થને) સમજ્યાજ નથી એ સમજાવવાજ આજે 'સાચી સ્વતંત્રતા' એ વિષય ગખવામાં આવ્યો છે

**લૌકિક સ્વાતંત્ર્ય મેળવવામાં દાવપેચ વિગેરે તમામ છે કેમકે સામ્રાજ્ય મોહનુંજ વર્તે છે ને?**

બીજાઓ સ્વાતંત્ર્ય ઇચ્છે છે તે મોહ સામ્રાજ્યને પુષ્ટ કરવા માટે જૈન જે સ્વાતંત્ર્ય ઇચ્છે છે તે તે કોટિનું નથી જૈન એટલે શ્રી જિનેશ્વર દેવના શાસનને માનનારો, સમ્યગ્દૃષ્ટિ સમ્યગ્દૃષ્ટિની નજર વિશાલ હોય ત્યારે મિથ્યાદૃષ્ટિની નજર ટૂંકી હોય.

સ્વાતંત્ર્યની દૃષ્ટિમાં મોહને પોષણ છે જ્યારે લોકોત્તર સ્વાતંત્ર્યની દૃષ્ટિમાં તેનું શોષણ છે સમ્યગ્દૃષ્ટિ ની ઇચ્છા લૌકિક સ્વાતંત્ર્યની ન જ હોય. આત્મિક સ્વાતંત્ર્ય પાસે લૌકિક સ્વાતંત્ર્યની કિંમત કશીજ નથી આત્મિક સ્વાતંત્ર્ય ઇચ્છનારને લૌકિક સ્વાતંત્ર્ય ન ગમે, વસ્તુની પીછાણ હોવી જોઇએ અન્યથા લેવા જાય સોનાની ચીજ અને લાવે પથ્થરની આત્મિક સ્વતંત્રતાના ઇચ્છનારને લૌકિક સ્વતંત્રતાનો વિચાર પણ ન હોય, તેની પ્રવૃત્તિ એવી હોય કે જેથી મોહ મૂંઝે લૌકિક સ્વતંત્રતાની ઇચ્છા કરાવનાર પણ મોહ છે જેઓમાં મોહ નથી તેઓ લૌકિક સ્વતંત્રતાને ન જ ઇચ્છે મોહ સમૂળગો નાશ થાય ત્યારે તે ભાગ્યવાન આત્માઓ તો સંસાર તથા મુક્તિને પણ સમાન ગણે છે અર્થાત્ સંસારથી છુટું, મુક્તિ મળે' એવી પણ ઇચ્છા તે આત્માઓને હોતી નથી લોકોત્તર સ્વાતંત્ર્ય ભૂમિકા પર પહોંચેલા પુણ્યવાન આત્માઓની જ્યારે આ સ્થિતિ છે ત્યારે લૌકિક સ્વાતંત્ર્ય માટે પ્રયત્ન કરનારાઓને કેવા દાવપેચ ખેલવા પડે છે, કેવી ચાલાકી કરવી પડે છે તે જાણીતી બીના છે

'સંસારી' ટાઇટલ છોડવું પડશે

લૌકિક સ્વાતંત્ર્ય શા માટે? સમ્રાટ્ બનવા, રાજ્ય કરવા! દુનિયાને દુનિયાના બીજા રાજ્યોને, દુનિયાની બીજી પ્રજાને હરોળમાં પોતાથી ઉતરતી કરવા, રાખવા, એ જને! જર્મન એટલે કારખાનાની દુનિયા હિંદને આવું બનાવવું, આવું બનાવવાની ઇચ્છા, કારખાના એટલે મહાન્ પાપોનો સમારંભ શ્રાવક એવો વેપાર ન કરે, એવા વેપારની ઇચ્છાય ન કરે આમાં જો ઊંડાણમાં ઉતરીએ તો ધૃણા ઉપજે તેવું છે તે ન જોઇએ, તેવું ઇચ્છીએ તો પણ અધોગતિ છે, મહાન્ પાપ છે આજનો વિષય સાચી સ્વતંત્રતાનો છે આવી સ્વતંત્રતા મેળવવા આત્માને સ્વાતંત્ર્ય અપાવવા, મોહને મારવાની, તેનો પરાજય કરવાની જરૂર છે મોહનો પરાજય એટલે આત્માનો વિજય આત્મિક વિજયના જિજ્ઞાસુએ તેવો વિજય મેળવનારના કથન મુજબ ચાલવાની ટેક રાખવી જોઇએ, ત્રિકાલદર્શી અનંતજ્ઞાનીના વચન પર વિશ્વાસ

રાખવો જોઇએ વચનોને બરોબર વિચારી આચારમાં મૂકવા જોઇએ તેનો પ્રચાર કરવો જોઇએ આમ થાય તો સ્વતંત્રતા મળે આમ ન થાય તો પારતંત્ર્ય છે અને રહેવાનું તમે પરતંત્ર કેમ? સિદ્ધો સ્વતંત્ર શાથી? એ વિચારો જ્યાં સુધી અનંત જ્ઞાનીની આજ્ઞા માનવાનું પારતંત્ર્ય સ્વીકારાય નહિ ત્યાં સુધી સાચી સ્વતંત્રતા સાંપડે જ નહિ શ્રી તીર્થંકરદેવ યોજનગામિની દરેક પ્રાણી પોતપોતાની ભાષામાં સમજે તેવી, સંશય થતાં જ નિવારણ સહેજે કરે તેવી વાણીથી સતત ઉપદેશ દે છે, તેઓએ વિજય તો કર્યો છે છતાંય સિદ્ધની દૃષ્ટિએ તેઓ સંસારમાં છે, કેમકે આયુષ્ય બાકી છે ત્યાં સુધી અહિં રહેવાનું છે એટલે તેટલા પુરતી પરતંત્રતા છે સિદ્ધ દશા એટલે શાશ્વત સ્વતંત્રતા, સાચી સ્વતંત્રતા સંસારી પ્રત્યેક પરતંત્ર છે, સ્વતંત્ર નથી સંસારીપણાનો ત્યાગ એટલેજ સાચી સ્વતંત્રતા, સાચું સ્વાતંત્ર્ય જોઇતું હતા તો સંસારી' એવો ઇલકાબ છોડવો પડશે મોહ સામ્રાજ્યને પાછું હઠાવવાના ઉપાયો યોજવા પડશે એ ઉપાયો ક્યા, સાચી સ્વતંત્રતા એટલે શું વિગેરે પગલે વિશેષ વિવેચન પૂજ્યપાદ ગુરૂદેવ કરવાના છે તે તમે તથા અમે શ્રવણ કરીશું

---

## પૂ. આચાર્યદેવનું પ્રવચન.

સ્વતંત્રતા એટલે કનડગતનો અભાવ પરતંત્રતા એટલે કાયમી કનડગતો

સજ્જનો તમને વિષય પરિચિત થઇ ગયો ભૂમિકાકારે ભૂમિકા ખૂબ ફક્કડ રીતિએ સુંદરમાં સુંદર કરી છે તેના ઉપર મહેલ ચણવાનું કામ બાકી છે જે ઘણું કઠીન છે ભૂમિકા સાફ કરવામાં તો સાવરણી ફેરવવાની છે સાવરણી જેમ તેમ ફેરવી જવી એ આમ સહેલું કહેવાય પણ અત્ર એમ નથી કેમકે અહિં તો જ્ઞાનની સાવરણીનો ઉપયોગ કરવાનો છે તેમાં

અધ્યાત્મની, અનુભવની આવશ્યકતા છે. ભૂમિકામાં જણાવ્યા મુજબ, સ્પષ્ટ કર્યા મુજબ જેઓ સાચી સ્વતંત્રતા સમજે તેઓ જીવનની કહેવાતી સ્વતંત્રતાની કદીય ઇચ્છા ન કરે. નામ શું? સ્વતંત્રતા સ્વ-ત-ત્ર-તા! ક્યાં છે? છે ક્યાં? દેખાય છે? સંસારમાં રહેવું છે અને સ્વતંત્ર બનવું છે? બનાય? નહિ જ. અગ્નિમાં વસવું છે અને બળવું નથી એ કેમ બને? ચૂલામાં હાથ નાખવો અને ઇચ્છે ઠંડક, એ બુદ્ધિ કઈ? ફાકવો છે લોટ અને હસવું કેમ બને? આ બધી ક્રિયાઓ ન બની શકે તેવી છે કેમકે પરસ્પર વિરોધી છે. સંસાર અને સ્વતંત્રતા આ બે શબ્દોનો મેળ તો મળે, જો વેશ્યા અને સતી, આ બે શબ્દોનો મેળ મળે પણ મળેજ શી રીતે? વેશ્યા અને સતી? સંસાર અને સ્વાતંત્ર્ય? ચાર કનડગતો જ્યાં સુધી ન જાય ત્યાં સુધી પરતંત્રતા ટળે નહિ, સ્વતંત્રતા મળે નહિ. દુનિયાના માનવીઓને પરતંત્રતામાં પકડી રાખનારી, સ્વતંત્રતાની આડે આવનારી ચાર કનડગતો છે. સ્વતંત્રતા એટલે? કોઇને કોઇ પ્રકારની કનડગત ન રહે તે તથા પરતંત્રતા એટલે પારકી કનડગત, લોકમાં પણ અર્થ તો આજ છે ને! અમુકની, અમુક સત્તાની, અમુક વ્યવસ્થાની કનડગત ન રહે, અર્થ તો આજ છે ને!

## વિષય સ્વતંત્રતાનો નહિ પણ સાચી સ્વતંત્રતાનો શા માટે?

સ્વતંત્ર બનવામાં રોકટોક કનડગતોની છે. કનડગતો હોય ત્યાં સુધી સ્વતંત્રતાનો આનંદ ન લૂંટાય. જીવ જ્યાં સુધી સ્વતંત્રતાનો આનંદ ન લૂંટે ત્યાં સુધી બંધાયેલો રહે, પરતંત્રતા ન તૂટે, એ દશામાં તો કોઇ ચામડું ચૂંથે, કોઇ કાન પકડે, આ તમામ સહન કર્યા વિના છૂટકો નથી. અજ્ઞાન દશા જ્યાં સુધી છે ત્યાં સુધી દુઃખમાં વસવાનું, એ અજ્ઞાન દશા ગઈ એટલે માનો કે સુખમાં વસવાટ થાય છે. ત્યારે કહો સુખી કોણ, જ્ઞાની

કે અજ્ઞાની ? સુખી જ્ઞાની છે, અજ્ઞાની નથી કેમ વર્તવુ, શુ બોલવુ, શુ ન બોલવુ એનુ અજ્ઞાનીને ભાન હોતુ નથી જરા મનુષ્યજાતિને કનડગત થાય એટલે તેને જેનાથી ( જે પ્રાણીથી ) કનડગત થાય તેને ઠાર કરવાના આજે હુકમો અપાય છે, અને છતા અજ્ઞાન દુનિયા ત્યા નમસ્કાર કરે છે, મોટા ટલકાઓ આપે છે આ જાતની સ્વતંત્રતાને જૈનો કદી પણ કબૂલે નહિ કે જે કનડગત કરતા ક્ષુદ્ર જીવોના બિચારાના પ્રાણ લેવાય અત્યારે જ નિરાધાર મુગા પ્રાણીઓને ઠાર મારવાના હુકમો છૂટે છે, પતિતો તથા ભ્રષ્ટાચારવાળાઓ જેઓના પ્રવેશથી મન્દિર અભડાય તેવાઓને મન્દિરમા ઘુસેડવાની કોશિશ થાય છે આવી સ્વતંત્રતા એ પૂરના પ્રમાણમા મળે તો ધર્મના અગો બચી શકે ? આસ્થાનો રગ રહે ? કોલકરારનો ભગ ન થાય એમ કહેવાશે ? આવી સ્વતંત્રતા સાચા જૈન ન જ ઈચ્છે જ્યા ધર્મ-નીતિનો ભગ હોય, હિંસાનો જ રગ હોય, અમુકને બચાવવાના ઉપાયોમા અમુકનો નાશ કરવાના દાવપેચો હોય એવી ( કહેવાતી ) સ્વતંત્રતાને સાચો જૈન શી રીતે ઇચ્છે ? આજના વિષયમા 'સાચી' એ વિશેષણ એટલા જ માટે યોજાયુ છે વિષય માત્ર સ્વતંત્રતાનો છે એમ નથી પણ સાચી સ્વતંત્રતાનો છે

આજે ખોટુ ઘુસી રહ્યુ છે ત્યા સાચાની શી દશા ! આજે ખોટાને ઘુસતા વાર શી ! ઇમીટેશન, કલ્ચર નીકળ્યા ત્યારે કેઇ ઝવેરીઓ ઠગાયા, પાયમાલ થયા કલ્ચર મોતીને ફૂટીને દરિયામા નાખી દેવાયા ! એક દાદાએ કહ્યું હતુ, પચીશ હજારના મોતીનો ભૂકો સાગરમા પધરાવ્યો, અમે પુછ્યુ શાથી ? તેમને કહ્યુ એક તો પૈસા ગયા અને બજારમા દેખાડતા બેવકૂફ બનવુ પડે તેથી પનાલાલ શાણુએ મોતીના ચૂરાને સમુદ્રમા નાખ્યાનુ કહ્યુ હતુ એમ મને યાદ આવે છે અત્યારે પણ ઇમીટેશનની ઠગાઇ ચાલુ છે જ્યા ધર્મ નથી, જ્યા પરલોકનુ મતવ્ય નથી, છતા દુનિઆ ત્યા

ધન્ય મહાત્મા, ધન્ય અમુક, ધન્ય તમુક કહે છે ને ! ઇમીટેશન તથા કલ્ચરે એટલી મૂંઝવણ કરે છે કે દુનિયાનો મોટો ભાગ એમાં ડુબે છે માથાની કિંમત આંકનાર કેટલા ? થોડા આજનો જમાનો આ રીતે ધર્મને ડુબાડનારો તે છે, તેવો રૂલ ( નિયમ ) બાંધનારો તથા ઉપરથી રૂલ ( આંકણી ) મારનાર છે કેટલાકો કહે છે, ધર્મને માટે

ઇચ્છા કરતાંય પાપ લાગે એવી સ્વતંત્રતાને કેળજ્ઞ કહેછે ?

આ જમાનો અનુકૂલ છે પણ અતિશય પ્રતિકૂલ છે ક્ષણમાં શ્રદ્ધાને વિપરીત થતા વિલંબ ન થાય એવો જાલીમ જમાનો છે. લૌકિક સ્વાતંત્ર્ય પ્રવૃત્તિ અંગેનો અગર અન્ય પ્રકારનો લૌકિક વરઘોડો હોય ત્યાં કેટલા ભેગા થાય અને અહિં દીક્ષાનો વરઘોડો હોય, જિનેશ્વરનો વરઘોડો હોય ત્યાં કેટલા ભેગા થાય ? વિચારો મતિની કેટલી વિપરીતતા ! ઇમીટેશન તથા કલ્ચર તત્ત્વો ઘરમાં ઘૂસ્યા તેમની તવી બનાવટે, સાચી અને સારી સજાવટને ફેંકી દીધી ! આટલું છતાં ત્યાં સ્વતંત્રતા મનાય એ શું કહેવાય ? એવી સ્વતંત્રતા નાશ માટે છે જે સ્વતંત્રતા ધર્મને બંધ કરાવનારી હોય, જે સ્વતંત્રતા જૈનીય ભાવના માટે બાધક હોય, જે સ્વતંત્રતા કેવળ મોહની સાધક હોય, જે સ્વતંત્રતાને ઇચ્છવા માત્રથી આરાધકતાનો નાશ થાય તે સ્વતંત્રતાથી ભિન્ન સાચી સ્વતંત્રતા છે, તે ઇષ્ટ છે તે જણાવવા, તેનું સ્વરૂપ કહેવા તથા તે મેળવવા ઉપાયો જણાવવા આજનો વિષય છે

સાથીઓ માત્રથી હાથીઓ ન બનાય

સાચી સ્વતંત્રતા મેળવવામાં ચાર કનડગતો રહી છે તે હટાવવા માટે પુરજોશથી પરિશ્રમ ઉઠાવવાની પૂરી જરૂરત છે એ હટાવે તેજ જૈન અને એવી સાચી સ્વતંત્રતા જૈન નાગ્યોજ મેળવી શકે તેમ છે

સભામાંથી–દેરાસરમાં સાથીઓ એટલાજ માટે કરીએ છીએ

રાધનપુરથી આવેલા, અત્રે ઉપસ્થિત શ્રાવક ગૃહસ્થ વકીલ પ્રભુલાલભાઇ કહે છે કે, દેરાસરમા સાથીઓ એટલા માટે કરીએ છીએ સમજવાનુ કે દેરાસરમા સાથીઓ કરવા માત્રથી હાથીઓ ન બનાય, ગર્દભપણું દૂર ન થાય. એક તરફ સાથીઓ કરે અને જો કાક થયુ ને લાઠીઓ લેતા! એક તરફ સાથીઓ કરે અને નજર ચુકાવી દાદાનો હીરો લઇને ચાલતો થાય તો! બહાર નીકળી વિષયોનો ભીખારી રહે તો! એ સાથીઓ કરનારો પણ અનાથીઓ છે

એવી સ્વતંત્રતા માગનારો મૂર્ખ છે!

ચાર કનડગતો સંસારમાં ટકાવનારી છે. એ ચારેય કનડગતો મોહ સામ્રાજ્યની છે ચાર કનડગતો કરનારા ચાર અધિકારીઓ છે, જ્ઞાનાવરણીય આત્માના અનંત જ્ઞાનને અટકાવે છે એનો નાનો ભાઇ દર્શનાવરણી તે એનાથી જબરો છે જે સામાય ઝાખી પણ ન થવા દે મોહનીય કર્મ આત્માને મુઝવે એટલે આત્મા અનંત આનંદનો અનુભવ ન કરી શકે એ સ્વાભાવિક છે અંતરાય કર્મ અનંત જ્ઞાન, અનંત દાન, અનંત લાભ, અનંત ભોગમા અટકાયત કરે છે આ ચાર કનડગતો છે સંસારમા રહેનાર ભવ્ય પ્રજાજનોને આ કનડગતો ખૂબ ખટકે એવી છે સંસારમા પ્રજા બે પ્રકારની છે ભવ્ય તથા અભવ્ય ખટકે છે ભવ્યને અભવ્યને તો લેવાદેવા નથી અહિં હવે આર્ય તથા અનાર્ય એવી બે પ્રજા આર્યને જે ખટકે તે અનાર્યને ખટકે નહિં જ્યા આર્યનો જરા વિજય હોય ત્યા તરત અનાર્ય આડો પડે અહિંનો વિજય તે કહેવાતો વિજય છે વાસ્તવિક વિજયમા અને નામના કહેવાતા વિજયમા ફરક છે અહિંનો ગમે તેવો વિજય પાછો પરાજયમા પલટનારો છે એક પર વિજય મેળવ્યો અને કાઢ્યો, બીજો બાપો આવ્યો, ચઢી બેઠો એટલે એ પરાજય! આ એક ધપ્પો મારતો હતો, પેલો બે ધપ્પા મારે! તમારી કઇ તાકાત!

અરે માનો તેમ ન પણ બને કોઇ ન ચઢી આવ્યો તોયે એ સ્વતંત્રતા સાથે આવવાની છે ? જ્યા મરવાનુ નક્કી છે ત્યા વળી સ્વતંત્રતા કેવી ? અનેક પ્રકારની ખટપટોથી મળતી આ સ્વતંત્રતા ન કહી શકાય ધર્મ છોડીને એવી સ્વતંત્રતા માગનારો મૂર્ખ છે! ધિક્કાર છે તે સ્વતંત્રતાને!

બાપની સેવા ઇચ્છનારો પુત્ર સ્વતંત્રતા કરતા પરતંત્રતાને પ્યારી ગણે છે એને પિતાની પરતંત્રતા (પોતે પિતાને પરતંત્ર હોય તે સ્થિતિ) અધિક ઇષ્ટ છે પત્ની સ્વતંત્રતા માટે પતિ સામે લાલ ઝંડો ફેરવે તો શુ થાય ? સત્યાનાશ વળી જાય! છોકરો સ્વતંત્ર થવા ઇચ્છે તો પિતૃસેવાની જડ ઉખડી જાય, રસાતલ જાય! અહિ પણ સ્યાદ્વાદ છે સ્વતંત્રતા સાથે પરતંત્રતા પણ જોઇએ સ્વતંત્રતા તથા સ્વચ્છંદતા ભિન્ન છે તે સમજી લેવું ઘટે

સભામાથી–ધાર્મિક સ્વતંત્રતા માટે સામાજિક તથા દેશની સ્વતંત્રતા જરૂરી નથી

પ્રથમ તો અહિ આગમને આધીન રહેવાનુ છે આગમની આજ્ઞા માન્યા વિનાની, એ આજ્ઞાના પાલન વિનાની સ્વતંત્રતા તો સત્યાનાશ કાઢનારી છે સાચી સ્વતંત્રતા ઇચ્છનારોય આગમની આજ્ઞાને આધીન (ત્યા પરતંત્ર) રહે અહિ અંતર અવાજની વાતો ન કરે, દેવ, ગુરૂ, ધર્મને પાવન્દ રહે, એ તત્ત્વત્રયીને આધીન રહેવાનુ કબૂલ હોય એવી સ્વતંત્રતાના અવાજમા વાંધો નથી એ ત્રણ આધીનતાથી અલગા રહેવાનુ પાલવે તેમ નથી તેજ ભવે મોક્ષે જનારા, ચાર જ્ઞાનના માલીક ગણધર મહારાજાઓ પણ ભગવાનને પૂછી પૂછીને નિર્ણય કરે છે તેઓ શિષ્યોને શુ કહે છે ? 'હે શિષ્યો! પ્રભુએ આમ કહ્યુ છે, મે તેમની પાસે જે સાભળ્યુ છે તે કહુ છુ,' તેઓ 'હુ આમ કહુ છુ, મારો અંતર અવાજ આમ કહે છે,' એમ તેઓ નથી કહેતા બલિહારી આ પરતંત્રતાની જે કર્મની પરતંત્રતાની

જડને ઉખેડે છે, અને ધિક્કાર છે તે સ્વતંત્રતાને જે ધર્મની જડને ઢીલી કરે છે તેવી સ્વતંત્રતા ન જોઇએ, પણ વાસ્તવિક સ્વતંત્રતા જોઇએ, માટે જ વિષયનું નામ, સાચી સ્વતંત્રતા પસંદ કર્યું છે

ધાડામાનું પાડું નીકળ્યું સ્વતંત્ર થવા ; થયો વિનાશ !

સાચી સ્વતંત્રતા જ્યારે ચાર કનડગતો જાય ત્યારે આવે જ્ઞાનાવરણીય અનંત જ્ઞાનને રોકે, દર્શનાવરણીય અનંત દર્શનને રોકે, મોહનીય મૂંઝવે, અંતરાય કર્મ અનંત દાન, અનંત લાભ, અનંત ભોગ અનંત વીર્યમાં આડે આવે લાખો હોય પણ દાન કયારે દેવાય ? અંતરાયની સત્તા તૂટે ત્યારે, કેવળી ભગવાન કેવળજ્ઞાન પામે, કહો કનડગત ગઇ સ્વતંત્રતા ઊભી થઇ, જાગી ઘાતી કર્મો જ કનડગત કરનારા છે, તે ટળ્યા એટલે સ્વતંત્રતા થઇજ છે ને ! નામ કર્મ તથા આયુષ્ય કર્મથી નુકશાન શું છે ? ઊલટું આવી દશાને પામેલાનું આયુષ્ય લાબું હોય તો લાખો જીવોનું કલ્યાણ થાય શ્રી ઋષભદેવ ભગવાન જે કરી શકયા તે શ્રી મહાવીર ભગવાન ન કરી શકયા કેમકે માત્ર સાડી ઓગણત્રીશ વર્ષજ તેમના કાર્યનો સમય જ્યારે શ્રી ઋષભદેવ ભગવાન માટે તે સમય એક લાખ પૂર્વનો એમના આયુષ્યથી તો કરોડોને લાભ થાય, કરોડોનું કલ્યાણ થાય તાત્પર્ય કે એનાથી કોઈ કનડગત નથી જેના નામથી, જેના આયુષ્યાદિથી કોઈને કનડગત નથી જેમના શરીરથી કનડગત નથી, જે શરીર પૃથ્વીને પાવન કરે છે, પૃથ્વી પરના પ્રાણીઓ પર પરોપકાર કરે છે, કલ્યાણ કરે છે તે કનડગતો નથી જ્ઞાનાવરણીયાદિ ચાર કનડગતો છે તે બારમાની અંતમાં તેરમે ગુણસ્થાનકે જાય એટલે ત્યાં સાચી સ્વતંત્રતા આવી, ત્યાં જીવ આવ્યો મેળમાં વસ્તુ સમજ્યા વિના ટાંટીઆ પછાડી મરે, માથું પટકી મરે, મહેતના મરવાના એ રીતે સાચી સ્વતંત્રતા મેળવવાના નથી, એનવી

શકવાના નથી સાચી સ્વતંત્રતા મેળવનાર તથા અપાવનાર (મેળવવાને માર્ગ દર્શાવનાર) ત્રણ લોકના નાથ શ્રી મહાવીર ભગવાન કહે છે, આ વસ્તુ સમજવાની મહેનત કરો, તે મેળવવા શક્તિ કેળવો. તે ન સમજ્યા માટે તો મરી રહ્યા છીએ, લેવુ કઇ લેવા જાય કઇ, તાકાત ન હોય, શુ થાય? કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇની પેલી કવિતા યાદ કરો

વાડામાથી પાડુ એક, છુટુ થઇને નાઠુ છેક,

મન માન્યુ ચરવાને ઘાસ, વિગેરે,

એ પાડાનુ શુ થયુ? સ્વતત્ર થવા નીકળ્યુ હતુ ને આખરે વિનાશ થયો સ્વતત્ર થવા માટે બીજાઓની, તેવા વડીલોની, તારકની, પૂજ્ય પરતત્રતા-(તેમની આજ્ઞાની આધીનતા) ની જરૂર છે, અન્યથા વિનાશ છે આ જ વાતનુ સમર્થન કરતા પ્રસગે સાક્ષર ડાહ્યાભાઇ ઘોળશાજી કહે છે

નિત્યે મોટાના બોલો માથે ધરી લઇએ,

નહિ તો વાડામાના પાડા પેઠે પીડાઇએ

**પાવન પુરૂષોની પરતત્રતા સ્વીકાર્યા વિના સ્વતત્રતા છે ક્યા?**

સાચી સ્વતત્રતાના અર્થીએ, આશ્ર કનકગતોરૂપ પરતત્રતાની બેડીને તોડવી જોઇએ વધારામા પહેલી બેડી મિથ્યાત્વની તોડો, કુદેવ, કુગુરૂ, કુધર્મથી દૂર થાઓ, સુદેવ, સુગુરૂ, સુધર્મને શરણે જાઓ, એકથી સ્વતત્ર થાઓ પણ બીજે પરતત્ર બનો. એ ભાગ્યશાળીઓના શરણની પરતત્રતા મનાય-સ્વીકારાય ત્યારે કલ્યાણ થાય કહો કે અહિ સ્વતત્રતાનો આધિક લાભ મળે છે જ્યા સુધી સર્વાશ સ્વાતત્ર્ય પ્રાપ્ત ન થાય ત્યા સુધી એકથી પારતત્ર્ય તોડવા સાથે બીજે તો પારતત્ર્યથી જોડાવાનુ-સફળ માનુ છે જ મિથ્યાત્વની બેડી તૂટી એ થયુ સમ્યગ્દર્શન

એ બહુ સાચવવાનુ છે ચારિત્રથી વધારે સભાળ એની રાખવાની છે જીવનમા ચારિત્ર બનેથી નવસેવાર આવે અને જાય જ્યારે સમકિત એ હજારથી નવ હજાર વાર આવે અને જાય, કહો ચાચક્ય કોનુ અધિક ? અહિ મલિકટપના, અતર અવાજ જરાય ન ચાલે મનિમ્બનાની કે સ્વતત્રતાના ચાળે ચઢ્યા તો પરતત્રતા હમણે લખેતી જ છે, હા, એક વાત વિચારવા જેવી છે તમારા કરતા આજના તઓમા જે હીર વધારે છે તે તમારા મા બીલકુલ નથી તમને જોઈએ છે સાચી સ્વતત્રતા પણ તેને માટે તમે કાઈયે ન કરો ને પેલાઓ પોત માનેલી સ્વતત્રતા માટે કેટલુ બધુ કરી રહ્યા છે, ભૂખે મરે છે, લાઠીઓ ખાય છે, જેલમા જાય છ, ધૂળ નાખેલા રોટલા ખાય છે, જેલના સગીઆ પાછળ જીવન વીતાવે છે, મરે છે , કહો સામી છાતીએ આવે છે! એ લોકો જેમ કરે છે તેમ આ સાચી સ્વતત્રતાના ઈચ્છ નારાઓ કરે તો બેડા પાર! ત્યા તે હીર છે, અહિ નથી, તે પ્રગટાવવાની જરૂર છે તેમ તેવા તૈયાર થાઓ એટલે કઈ દશા થાય, પછી ન સૂઝે ઘર, ન સૂઝે બાયડી, પુણ્યોદયે લાખો કોડો મળ્યા હોય તે છોડીને સયમ પાળે આવા થોડા પણ એવાય નીકળે છે ભાગ્યવાનો અને મૂલ્ય તેમના છે, ત્યાં ક્રોડો ભેળા થાય તોય તમની કિમત આ ત્યાગી પાસે કશી જ નથી એવા હીર, એવા હીરા નીકળે થોડા, બાકી તો ગમે તે કહો, હૃદયમા ચીરો જ ન પડે ત્યા શીરો કયાથી મળે ? પેલાઓ જે કરી રહ્યા છે તે નૂર અહિ નથી એટલી કસર તમારામા છે, એ દૂર થાય તો બેડો પાર થઇ જાય મિથ્યાત્વરૂપ પરતત્રતાની બેડી તોડાય નહિ ત્યા સુધી સમકિત ન મળે, સ્વતત્રતા ન સૂઝે ત્રણ લોકના નાથ શ્રી જિનેશ્વર દેવ, તેમના શાસનના શૃગારસમા પરમ ત્યાગી તપસ્વી મહર્ષિઓ, તથા પરમપાવન ધર્મ, અહિસા, અમૃષા, અસ્તેય, અમૈથુન, અપરિગ્રહ એ ધર્મના સદેશા, તથા સદેશ આપનારના શરણને ન સ્વીકારાય ત્યા સુધી સ્વતત્રતા

ન મળે એક સ્વતંત્રતા માટે તેવી બીજી એક પરતંત્રતાની આવશ્યકતા છે

સુબઇમા મૂઆ છીએ !

આગળ વધો અવિરતિ નામની બેડી તોડો. કાંઇ પણ વ્રત નહિ, નિયમ નહિ એનુ નામ છે અવિરતિ, એના ધોખે અનંતકાલથી ૮૪ ચોરાશી લાખ જીવાયોનિમા રખડયા અવિરતિ મહાપાપ છે, આત્માને માટે એ મોટી પરતંત્રતા છે રાત્રી ભોજન, કંદમૂલાદિ ભક્ષણું વિગેરે, અવિરતિથી ચાલુ જ રહે છે એ બંધ કરો આ દેશવિરતિ ક્યારે આવે ? સમકિત પામ્યા પછી બે પલ્યોપમથી નવ પલ્યોપમની સ્થિતિ તૂટે ત્યારે, સ્વતંત્રતા ઇચ્છનારે સામાના બળને તોડવુ જોઇશે ને !

સભામાથી કેટલાકો કહે છે પચ્ચખ્ખાણુ તથા નિયમો ભાગવા કરતા ન લેવાય એ સારૂ ને !

એ કહેનારાઓ ભીંત ભૂલે છે, બેવકૂફ છે તેઓ વિચારી જુવે ખૂબ કમાયા, લાખો થયા, દશ વીશ વર્ષ ધમધોકાર ચાલ્યુ પછી પલટો આવ્યો, ગરીબાઇ આવી, ત્યા એમ વિચારાય છે કે ત્યારે પહેલાથીજ ગરીબ રહેવુ શુ ખોટુ ? હા, નિયમ લેતી વખતે ભાગવાની ભાવના ન જોઇએ લેનાર પાળવાની બુદ્ધિએ લે છે કમાનાર પૈસાદાર રહેવાની બુદ્ધિએ કમાય છે, કર્મવશાત્ ગરીબ થાય તેથી કમાવાનો પ્રયત્નજ ખોટો કોઇએ કહ્યો નથી અહિ પણ નિયમ પાળવાની બુદ્ધિથી લેવાય છે, કર્મવશે ભંગ થાય ( ભંગ કરવો નહિ પણ થાય ) તેથી, 'ભાગવા કરતા ન લેવા સારા ' કહેનાર મૂર્ખ છે અવિરતિરૂપ પરાધીનતાને વશ પડેલાઓને કહીએ છીએ, ' રાત્રે ન ખાઓ કંદમૂલાદિ ન ખાઓ,' ત્યારે તેઓ કહે છે શુ ? એ નહિ છૂટે છોડવુ જોઇએ પણ શુ કરીએ, મુંબઇમા મૂઆ છીએ ! ' ખરેખર ! મૂઆ જ

છે વીગીમાં ખાઓ કે જ્યાં ખાઓ ત્યાં પાંચને બદલે બે ચીજ ખાઓ, તેવી દાળ, તેવા શાક વિના ચલાવી લેતા શીખો, જરાક લૂખું ખાઇ લ્યો. વીર કોણ ભોગી કે ત્યાગી? સુ બઇમાં મૂઆ છીએ, એમ કહેનારનો બચાવ કણબીના બચાવ જેવો છે નડી યાદમાં એક ગરીબ કણબી જાત અમીન હતો કપડા સુંદર પહેરીને નીકળે, ધોતીઉં લાંબુ પગમાં લટકતું પહેરે, એશ પણ લાંબો ઓઢે, આવી રીતે બજારમાં નીકળે છે એક વખત ધોતીયું પગમાં ભીડાયું, ફાટયું, કોઇકે કહ્યું, આમ ન પહેરો તો ન ચાલે?' કણબી કહે છે કે ન ચાલે ભાઈ ન ચાલે! શું કરીએ અમીન મૂઆ છીએ!

### નોકરી શાથી?

રાત્રિભોજનનો ત્યાગ કરવો જોઇએ, અનંતા જીવાનો વધ થાય, હણાય તેવું ભોજન ન કરવું જોઇએ, કંદમૂલાદિ કાંદા, લસણ, બટાટા સદંતર છોડી દેવા જોઇએ, વીગીમાં જમો તો તેવી ચીજ વિના ચલાવી લ્યો, જીવનને પાવન બનાવો જે ખાનારનું જીવન પાવન નથી, ગંદુ છે, આ ભવમાં નોકરી કેમ કરવી પડે છે તે વિચારી લ્યો એ શબ્દ શું કહે છે? નો-કરી! ન કરી ન કરવા જેવી પણ હા-કરી નથી કહેતા ભવાંતરમાં ન કરવાના કામો કર્યા તો ન કરવા યોગ્ય નો-કરી મળી તાત્પર્ય અવિરતિરૂપ પરતંત્રતાની બેડીને તોડો, કર્મના બળને કમજોર કરવું પડશે એથી નવ પલ્યોપમની સ્થિતિ તૂટે-ઓછી થાય ત્યારે દેશવિરતિ આવે

### તારકની સાથે શૂદ્ર કરનારની તુલના કરવી નાલાયકાતની પરાકાષ્ઠા છે

હવે એથી આગળ વધો કષાયો, વિષયો, ઇર્ષ્યા આ તમામ દુર્ગુણોને જીતો એ વાસ્તવિક સ્વતંત્રતા મેળવો, મળશે તો ખૂબ આબરૂ, આજ વૃત્તિ છે આજની સ્વતંત્રતામાને! વાડીનો એવો પ્રબંધ કરો કે રક્ષણ થાય, પછી ચીભડા-ભૂંબે ખવાય, ઉદ્દેશ તો આ છે ને! યાદ રાખજો, જેમ જેમ દુર્ગુણો

ટળે તેમ તેમ સ્વતંત્રતા મળે. ઇર્ષ્યા મોટો દુર્ગુણ છે માયા, લુચ્ચાઇનો ત્યાગ કરો, ઇર્ષ્યા છોડી દ્યો, સજ્જનતા કેળવો હૃદયથી પ્રેમ રાખો શ્રમણ સૂત્રને છેડે અમે, અને વંદિત્તા સૂત્રને છેડે તમે, એય શું બોલીએ છીએ? मित्ति मे सव्वभूएसु, वेर मज्झं न केणइ । બાધાયવી મૈત્રી છે વેર કોઇથી ન રખાય. આ તે કંઇ દશા! યવનો નુકશાન કરે ત્યા કહે, ' એના વિચારોને બાધા ન કરાય, ગાયનો વધ કરવાનું એના ધર્મમા છે માટે એની આડે ન અવાય અને બિચારા વાદરાને મારી નાખવાનુ કહેવાય, અનાથનો નાશ કરવામા ધર્મ? ત્યા મહાત્મા? કયા યની આ કઇ હદનો ભાવના! જાલીમ! બલવત્તર હોય ત્યા સુફિયાણી વાતો, ત્યા તો ખત્તા ખાવી પડે ને! અને નિર્બલને ઠાર મારવાના ફરમાન! કઇ દશા!

પ્રશ્ન—એવા પ્રાણીને જીવવાનો હક છે?

દરેક પ્રાણી આયુષ્ય લઇને આવેલ છે આયુષ્ય એજ હક છે, છતા ત્યા કોઇ નાહકનો છુરો ફેરવે તો તે પાપનો ભાગી બને છે યાદ રાખજે દુનિયામાના કોઇ જીવ, મચ્છર, માકડાદિ મારવા લાયક નથી પ્રભુ મહાવીર દેવ કહે છે, सव्वे जीवा न हंतव्वा

અર્થ—સર્વ જીવોનુ રક્ષણ કરવુ, કોઇને મારવો નહિ મારવાનો બુદ્ધિએ માગનાર પોતે મરે છે અહિ આ દર્શનમા-મતમા કોઇને તકલીફ આપવાની મના છે પરમાત્મા મહાવીર દેવ સાફ ના કહે છે, જ્યારે પેલા કહે છે, વાદરાને શુટ કરો! આવા એોને ત્રણ લોકના નાથ સાથે સરખાવનાર નાલાયકો તમારા કુલમા જન્મ્યા છે? એમનો આદર થાય છે!

## ઇર્ષ્યા પર દૃષ્ટાન્ત

**નેકીકા બદલા નેક હૈ.**

બુરૂ ન કરો, ભલુ કરો કોઇનું પણ ભલુ કરો, બુરૂ ન

કરી એક ધાળી ધાળીવાળી ખાવા બેઠાં ગરીબ હતા, ઘી જરા કમી હતુ ને જણાએ પહેલા ભાણામા જે રોટલી લીધી તેમા ઘી ન લીધુ, વિચાર્યું પછીની રોટલીમા લઇશુ એવામાં એક કુતરૂ આવ્યુ, તેણે બાજુમા મૂકેલી રોટલી મોમા લીધી. પેલાએ ખાવાનુ છોડીને તરત કુતરાનુ મો પકડ્યુ, શા માટે? રોટલી પાછી લેવા? ના પણ તેમા ઘી ચોપડીને ખવરાવવા એમને એમ થયુ કે 'એમને તો લુખુ ખાવાથી પેટમાં નહિ દુખે, દુખશે તોય થઇ રહેશે પણ આ બિચારાને પેટમા દુખશે તો એનુ કોણ?' એણે ઘી ચોપડી રોટલી ખવરાવી કુતરાએ આજ સુધી જ્યા ત્યા લાકડી લેનાર જોયા હતા પણ મોમાથી રોટલી પડાવી ઘી ચોપડી ખવરાવનાર આજ જોયો! વિચારો, કયુ હૃદય એ ગરીબ દપતીનુ? પોતે લુખુ ખાઇને ઘી ચોપડી ખવરાવે છે કુતરૂ પણ ત્યાજ રહ્યુ અને એ ઘરની સેવા કરવા લાગ્યુ પેલો પણ આશ્રિત શ્વાનને પાળે છે તમને કોઇ ગરીબ આશ્રિત થવા આશ્રય લેવા આવે તો શુ કરો? કહોને ખોટ ખાપણ કાઢી કાઢી મૂકીયે, થોડા દિવસ બાદ કુતરાએ ઘોડે દૂર જઇ એક ઝાડ નીચે ખોદવા માડ્યુ ઘર માલીક સમજ્યો કે શ્વાન કાંઇક સંકેત કરે છે તેણે ખોદ્યુ તો તરત સોનામહોરો મળી, કહ્યુ છે —

કર ભલા હોગા ભલા, નેકીકા બદલા નેક હૈ

ઇર્ષ્યાળુ કૃતઘ્ની બને છે, ક્રોધી બને છે, ઘાતીય બને છે, કારમો બને છે!

જેને સોનામહોરો મળી હતી તે ભલા હતા, તેણે સોનામહોરોમાથી અરધી આડોશીપાડોશીને વહેચી આપી. તેમા એક ઇર્ષ્યાળુ હતો. એને મળેલી સોનામહોરોથી ચીડ થઇ છતા સતોષ ન થયો એને એમ થયુ આ કુતરૂ બે દિવસ ઘેર

લવાય તો કામ થાય, એને એ ખબર નથી કે, કુતરૂ તો નિમિત્ત છે બાકી એ પરિણામ તો પુણ્યના પુતળાનુ છે પેલો ઇર્ષ્યાળુ પેલા ભલા માણસ પાસે ગયો અને સુક્રિયાણી વાતો કરી બે દિવસ આવા શ્વાનને પાળવા આપવા કહ્યુ પેલો હતો ભલો માણસ એને પેલાના હૃદયની કાળાશની કલ્પનાય ક્યાથી આવે ? તેણે કહ્યું, 'ભલે લઈ જા, તુ એનુ બે દિવસ પાલન કર ' માલીકની આજ્ઞા જાણી કુતરૂ ત્યા ગયુ પેલો હવે કુતરૂ કયારે અને કયા ખોદે છે તે જોવા લાગ્યો. કુતરાએ તો સ્હેજ ખોદવા આડયુ ત્યા પેલો સમજ્યો 'હુ, અહિં માલ મળશે!' તેણે ખોદવાના સાધન તૈયાર રાખ્યા હતા ખોદ્યુ તો નીકળ્યા ધૂળ અને પાણાપથરા! પેલો ઇર્ષ્યાળુ ગુસ્સે થયો, કુતરાને બિચારાને પત્થરના પ્રહારથી મારી નાખ્યો

ઇર્ષ્યાળુએ ખાડણી બાળી કે ભાગ્ય ?

માલીકને જ્યારે ખબર પડી કે પેલાએ તો કુતરાને મારી નાખીને દાટી દીધો ત્યારે તેને ઘણો ખેદ થયો એ ભલા આદમીને રાત્રે સ્વપ્નમા પેલા કુતરાએ કહ્યું, 'અમુક ઝાડના કાષ્ઠની ખાડણી બનાવજે અને તેમા ખાડતા મારૂ સ્મરણ કરવું ' પેલાએ તેમ કર્યું ખાડણી બનાવી, જ્યા ચોખા ખાડવા માડ્યા અને સ્વપ્નમા દેખનારને સ્મર્યો કે તરત ચાવલ સોનાના થઇ ગયા રોજ ચાવલ સોનાના થવા લાગ્યા. વળી હતો તે ઉદાર, બીજાને પણ આપવા લાગ્યો વાત પ્રસિદ્ધ થઈ પેલા ઇર્ષ્યાળુને ખબર પડી આવાને લાજ શરમ પણ હોતી નથી એ તો વળી બે દિવસ માટે ખાડણી માગવા આવ્યો પેલાએ આપી પણ ખરી સજ્જનોનો સ્વભાવ જ એવો છે શ્રીપાલમહારાજા અને ધવલ શેઠનું દૃષ્ટાન્ત વિચારો ધવલ શેઠ શ્રીપાળને સમુદ્રમા ડુબાડે છતા, એનેય શ્રીપાલ મહારાજા ગહેલમા સ્થાન આપે, કર્યું હૃદય! ડુમનું ટોળુ લાવી મરણશરણ જેવી દશા ધવલ શેઠે

શ્રીપાળ મહારાજાની કરી, જો ક્ષાત્રતેજ અને સ્રીનો ખુલાસો ન હોત તો મરણમા વાર ન હોતી છતા તેમણે તો ધવલ શેઠને મહેલમાજ મહેમાન બનાવ્યા છે, માન્યા છે, તેમનો આદર કર્યો છે ઉચ્ચ પુરૂષોના આત્મામા એવી નિર્મલતા છે કે જેમા પાપી હૃદયની છાયા પડતી નથી, દેખાતી નથી પેલો ખાડણી લઈ ગયો ખાડવા માડયું, બાવડા રહી ગયા પણ સોનું કાઇ સૂનું છે કે સાપડે? વિનાપુણ્યે તે સાપડતુ નથી ઉલટા ચાવલ ભૂકો થઇ માટીમા મળ્યા, તે રોષે ભરાયો ખાડણીને નાખી અગ્નિમા તેની કરી રાખ, અને પેલા ભલા માણુસના ઘેર જઈને તે રાખ નાખી આવ્યો ઈર્ષ્યાનુ પરિણામ ભયંકર છે મનની વિપત્તિ મારે છે પુંડરિક કંડરિકનું દૃષ્ટાન્ત વિચારો. શીલ, સયમ અને ગતિ વિચારો. કંડરીક કયા ગયો અને પુંડરીક કયા ગયો? સાધનથી પણ વધારે વિચારોની મહત્તા વિચારવા યોગ્ય છે ઉચ્ચ વિચારોમા સિદ્ધસાધ્યતા છે, એને માટે પાવદ બનો, પવિત્રતા જાળવો, એ ન હોય તો ક્રિયાકાંડ કામ ન આવે ઈર્ષ્યાળુએ ખાડણી બાળી, એ બિચારાને કયા ખબર છે કે, પોતે પોતાના ભાગ્યને બાળી રહ્યો છે!

ઇર્ષ્યા ભયંકર બલા છે

પેલા ભલા માણસને ફરીથી રાત્રે સ્વપ્નમા કોઈએ કહ્યુ, 'તારા ઘરની પાછળ પડેલી રાખ જયા જયા તુ નાખીશ ત્યા ત્યા કરમાયેલા ઝાડો વિગેરે ફલદ્રુપ થશે, તેણે તો તેમ કરવા માડયુ થઈ પ્રસિદ્ધિ રાજા વિગેરેએ પણ તેનો લાભ લીધો પેલા ઇર્ષ્યાળુને વળી કીડો હાલ્યો પેલાને ઘેર જઈ પડેલી રાખ ધૂળ સાથે ઢગલો લઈ આવ્યો પછી તે રાજા પાસે જઈ પોતે પણ આવુ કરી શકે છે તેમ જાહેર કર્યું. રાજાએ જાહેર સભા ભરી તેને તેવુ કામ સોપવાનુ નક્કી કર્યું. સભા ગોઠવાઈ, કરમાઇ ગયેલા વૃક્ષો તેને બતાવવામા આવ્યા. પેલો

રાખ તથા ધૂળના ઢગલામાથી રાખ ધૂળ લઇ છાટ્યા કરે છે પણ કાંઈ વળતું નથી એટલામા આધી આવે છે, રાજાની આખમા ધૂળ ભરાય છે ' રાજા રોષે ભરાય છે, ' આ કોઇ ઠગ છે ' એમ માની રાજા તેને કેદમા મોકલાવે છે, ઘણા કાલાવાલા પછી તેનો છુટકારો થાય છે ઇર્ષ્યા આવી બૂરી બલા છે હૃદય ઇર્ષ્યા છોડો, કષાયની નજીક ન જાઓ. એવા સુદર વિચારો કરો કે ઇર્ષ્યા ઊભી જ ન થાય જરા ઇર્ષ્યા થાય, કષાય થાય કે પાચ પચીસ નવકાર ગણો, આવી ટેવ પાડો, અભ્યાસ કરો તો પરિણામ સુદર જ આવશે

**છાપા વાચો છો છતાય લાભની વાત તરફ લક્ષ કેમ નથી જતુ ?**

છાપા તો રોજ વાચો છો, તેમાથીયે લાભની વાત યાદ રાખો અમેરિકામા એક ગામ છે એમા ત્રીશ વર્ષથી કોઇ ગુનો થયો નથી માત્ર દસ વર્ષ પહેલા એક આદમીએ ગુનો કરેલો તે ગુનો પણ ચોરીનો નહિ, જારીનો નહિ, લૂટનો નહિ, માત્ર ઉગ્રપ્રકૃતિ કરેલી એટલો જ ! તેના બદલામા તેને ચાર કલાકની અટકની સજા કરવામા આવી હતી. ત્યાર પછી તેણે આવો ગુનો પણ કર્યો નથી આ વાત છાપામા પ્રગટ થયેલી છે ત્રીશ ત્રીશ વર્ષ થયા ત્યા જજ, વકીલ, કોર્ટ કાઇ જોઇતુ જ નથી

**કયા છે મતિની ચક્ષો !**

તમે ધારો તો એ ન કરી શકો ? કરી શકો પણ અહિં તો તમે કહો છો, ' પાચમો આરો છે, આ ક્યાં ચોથો આરો છે ? ' પાચમામા ચોથો ઉતારવો કે ચોથામા છઠ્ઠો ઉતારવો એ પોતાના હાથમા છે મન પાવન બને તો પાચમામા પણ ચોથો ઉતરે તમે ચોથાના અધિકારી છો, સમ્યગ્દૃષ્ટિ મરીને ચોથે દેવલોક સુધી જાય માટે તમે ચોથાના તો અધિકારી છો પાચમાને પણ ચોથો બનાવી શકાય જે કાલ ફળે તે કામનો કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રીમદ્ હેમચદ્રાચાર્ય મહારાજા પાચમા આરાની શ્લાઘા

કરે છે, કેમકે શાસન મળે ફળે તે આરો પોતાને કામનો. જેમા કલ્યાણ સાધી શકાય તે સુઆરો ( કુઆરો છતા ) અને જેમા કલ્યાણ ન સધાય તે સુઆરો છતાય કુઆરો તળાવમા પણ સુઆરા (બચી શકાય તેવા ) તથા કુઆરા ( ડુબાડનારા ) છે ને ! આરાને 'સુ' કે 'કુ' બનાવવો તે પોતાના હાથની બાજી છે અનાદિની ઈર્ષ્યાની ટેવ છોડી દ્યો પેલાએ કેદથી કાલાવાલાથી છૂટી સદાને માટે ઈર્ષ્યા કરવાનો પરિત્યાગ કર્યો લૌકિક સ્વાતંત્ર્યની વાતોથી મનાતા, ફાવે ત્યા ફાવે તેવા ફરમાનો છોડનારને કોઇએ પૂછયુ શાસ્ત્રોમા તો કહે છે, 'सा विद्या या विमुक्तये' વિદ્યા તે કે જે મુક્તિ માટે થાય ત્યા તે સરિઆમ ઇન્કાર કરે છે એ તો કહે છે, ' પેલી મુક્તિ મળી હોય પણ આ મુક્તિ ન મળે તો તે શા કામની ? આ મુક્તિ મેળવી આપે તો તે મુક્તિ કામની ' વિગેરે કથા છે મતિની ચક્રી !

**તેરમે ગુણસ્થાનકે આત્મા આવે એટલે ફાવ્યો, સ્વતંત્રતા મળી**

હવે આગળ વધો અવિરતિની બેડી તોડયા પછી પ્રમત્તાવસ્થાની બેડી તોડવાની આજ સુધી પાયમાલી પ્રમાદથીજ થઇ છે ભણતરમા પ્રમાદ હોય તો જ્ઞાન ન મળે બજારમા પ્રમાદી લાભ ન ઉઠાવે અહીં આત્મકલ્યાણમા પણ પ્રમાદ નડે છે આ ધમાલ રગડા ઝઘડા આ પરિગ્રહાદિ પ્રમાદજ છે દેશને અગે પણ કહેવાય છે ને કે પ્રમાદ ન હોય તો હિંદની આ દશા ન હોય આત્મકલ્યાણ સાધનમા પણ પ્રમાદની બેડીનુ નડતર છે તે તોડવી જોઇએ પ્રમાદ, કલેશ, કુસપની હોળી કરવી જોઇએ હિંદ ગુમાવવાનુ કારણ કયુ ? કુસપ, પરસ્પર લડાઇ એ જ ને ! એક વખત એક અગ્રેજે હાથમા એક ફળ લઇને કોઇને પૂછયુ ' તુમ ઇસકો કયા કહતે હો ? ' પેલાએ કહ્યુ ' કૂંટ ' લાબા પાકા ચીભડાને ઉત્તર ગુજરાતમાં કૂંટ કહે છે અગ્રેજે ત્રણ વાર પૂછયુ, પેલાએ કહ્યું, ' કૂંટ ' પણ પૂછયુ વારવાર પેલાએ કહ્યું

'આમ કેમ પૂછો છો' અંગ્રેજે કહ્યુ 'ઇધર ફ્રુટ હમકો પ્યારી હે ક્યો કિ ઇસસે હમારી લુટ બની રહતી હે' આ વાત લૌકિક પરતંત્રતાને અંગે થઇ. આત્માને અંગે એમ જ સમજી લ્યો આત્મા અનંતબળનો સ્વામી છે, અને પ્રમત્તાવસ્થાની બેડીમાં પડયો છે અપ્રમત્તતા આવે તો પ્રમત્તતા ટળે યોગ-મધુકર પૂરી અપ્રમત્તતાના કાળે આ થયું તેરમું ગુણસ્થાનક ત્યાં આત્મા આવે એટલે એ મેદાનમાં આવ્યો, ફાવ્યો ચારેય કનડગતના દૂર થઇ એટલે સાચી સ્વતંત્રતા મળી!

**સાચી અને શાશ્વત સ્વતંત્રતા આ છે**

આ વસ્તુ સમજી સાચી સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન કરો જ્ઞાનાવરણીની બેડી તોડવા શ્રુતનો અભ્યાસ કરો, દર્શન મોહનીયની બેડી તોડી સમકિતને સુદૃઢ કરો, અવિરતિની બેડી તોડી વિરતિ વરો, ચોથેથી પાંચમે આવો, દેશવિરત બનો, આગળ વધો, સર્વવિરતિ સ્વીકારો, છઠ્ઠે આવો, આગળ વધો, પ્રમત્તાવસ્થાની બેડી તોડો, અપ્રમત્ત બનો આવી ઉચ્ચદશા, શક્તિ કળવીને મેળવો, તેરમે ગુણસ્થાનકે પહોંચો, કહો કે સાચી સ્વતંત્રતા, આનું નામ, તે મેળવો મૂર્ખ દુનિયાને સાચી સ્વતંત્રતાનો ખ્યાલ નથી એટલે જ્યાં ત્યાં કૂટાય સાચી સ્વતંત્રતાનો જેને ખ્યાલ હોય તે ફાવે, તેરમે ગુણસ્થાનકે પણ યોગ જેટલું પારતંત્ર્ય ખરૂં, એટલે ચૌદમે ગુણસ્થાનકે, પંચાસી પ્રકૃતિ જે સત્તામાં હોય તેનો અહિં સદંતર સંહાર થાય એટલે સાચી સ્વતંત્રતા સંપ્રાપ્ત થાય ૮૫ પ્રકૃતિ ગઇ એટલે સંસારથી રાજીનામાં પર મત્તુ મરાયું એમ માનો આત્મસત્તા પ્રગટે, તેરમે પણ આત્મા શરીરમાં રહે છે ચૌદમે જાય એટલે શાશ્વત મુક્તિ મળે સાચી અને શાશ્વત સ્વતંત્રતા આ છે આ સ્વતંત્રતા સાચી છે, કદી ન જાય તેવી છે, જન્મ જરા મરણ પછી નથી, એ સમજી, પરતંત્રતાને જડથી ઉખેડી, શાશ્વત સાચી સ્વતંત્રતા મેળવો એમ કહી વ્યાખ્યાન સમાપ્ત કરૂં છુ

લાલબાગ જૈન ઉપાશ્રય ભૂલેશ્વર, મુંબઇ.
ફાગણ સુદ ૧૦ રવિવારઃ વિ સ ૨૦૦૩

# સંસ્કારી જીવન.

( धन्य सस्कारि जीवनम् ॥ )

સસ્કારી જીવનનીજ ગણના જીવન તરીકે છે

સજ્જનો! અગાઉથી જાહેર થયેલ હોવાથી તમને સૌને સુવિદિત છે કે આજના જાહેર વ્યાખ્યાનનો વિષય, 'સસ્કારી જીવન' છે જીવનની જીવન તરીકે ગણના તે સસ્કારી હોય તોજ છે જીવન સસ્કારમય હોય તોજ તે જીવનને જીવન ગણાય, તેજ જીવન પ્રશસનીય છે જીવન સરસ રીતે ભોગ્ય પણ ત્યારેજ બને છે કે જ્યારે તેમા સસ્કારો હોય સસ્કાર વગરના જીવનની કિંમત નથી અને એનો ભોગવટો પણ નિરસ છે સુદરમા સુદર ચીજો પણ વિના સસ્કાર કર્યે સરસ કયા લાગે છે ? ઘી, સાકર, આટો એ ત્રણેય જૂદાં હોય ત્યારે તેવુ પોષણ કે મીઠાશ આપી શકતા નથી કે જે મીઠાશ, જે પોષણ તેમને ભેળા કરવાથી, તેમનો સસ્કાર કરવાથી આપે છે એકલા લોટના ફાકડા ભરાતા નથી, એકલી સાકરના બાચકા ભરી તે ખવાતી નથી, ઘી એકલુ પીવાતુ નથી એ ત્રણેય ભેળા થાય ત્યારે મિષ્ટાન્ન બને છે, ત્યારે તે મૂલ્યવાન અને મીઠાશદાર બને છે તેજ રીતે જીવન પણ સસ્કારી હોય તે પ્રશસનીય છે સસ્કારી જીવન ઘડવા ઘણા ભવો જોઇશે, એક જન્મમા તે નહિ થઈ શકે, હા ! પ્રારભિક પ્રયાસ થઇ શકે, પરિણામ માટે જન્મો

જોઈએ શ્રેષ્ઠમા શ્રેષ્ઠ સસ્કારી જીવન શ્રી તીર્થકર પરમાત્માનું છે. બીજા બધા આત્માઓના સસ્કારો પરમાત્માના જીવનમાના સસ્કારોથી ઉતરતા છે શ્રી તીર્થકરનામકર્મની નિકાચના ત્રીજે ભવે થાય છે એટલે તેનુ જીવન ઘડવાને એમનાયે કમમા કમ આ દૃષ્ટિએ ત્રણ ભવ તો ખરા ( આ તો કમમા કમ જરૂરિયાતની દૃષ્ટિએ ત્રણ ભવ ), પણ એ ત્રીજે ભવેય શ્રી તીર્થકર નામકર્મ નિકાચનાને પણ પૂર્વભવોની વિશિષ્ટમા વિશિષ્ટ આરાધના સાથે સબધ છે અર્થાત્ એ આત્માના જીવનમા પ્રથમ કેઇ ભવોથી ઘણા ઘણા સારા સસ્કારો વણાઇ ચૂકેલા હોય છે

પોતાની જાતેજ પોતાનો ન્યાય કરો

સસ્કારી જીવન પ્રશસનીય છે તેવુ જીવન બનાવવા માટે શુ કરવુ જોઇએ, જીવનમા શુ સિચવુ જોઇએ તે સમજવુ જોઇશે દુનિયામા દરેકને પ્રશસા ગમે છે, ભલેને પછી તે નીચમા નીચ કાર્યો કરતો હોય, પોતે નાલાયકમા નાલાયક હોય છતાય તે ઇચ્છે છે–પ્રશસા તાત્પર્ય કે દરેકને જોઈએ છે ધન્યવાદ ધન્યવાદને લાયક છે સસ્કારી જીવન ત્રણ અવસ્થા અધન્ય છે

अधन्य रागरक्तत्व, अधन्य द्वेषवासितम् ।
अधन्य मोहमग्नत्व, धन्य सस्कारि जीवनम् ॥ १ ॥

રાગરક્તાવસ્થા, દ્વેષયુક્તાવસ્થા તથા મોહમગ્નાવસ્થા, આ ત્રણેય અવસ્થા અધન્ય છે, ધિક્કારવા લાયક છે જ્યારે તેનાથી નિરાળુ સસ્કારી જીવન જ ધન્યવાદને યોગ્ય છે

ધન્યવાદ ગમે છે કે ધિક્કાર ? પ્રશસા પર પ્રેમ છે કે ફિટકાર પર ? ગમે છે તો ધન્યવાદ, પ્રેમ તો છે પ્રશસા પર, ધિક્કાર કે ફિટકાર પ્રત્યે તો નફરત છે તો પછી જેનાથી ધિક્કાર મળે, ફિટકાર મળે તેવા જીવનનો પરિત્યાગ કરો તથા

જેનાથી ધન્યવાદ મળે તેવા જીવનનો અર્થાત્ સસ્કારી જીવનનો સ્વીકાર કરો, એટલે કે જીવનને સસ્કારી બનાવો. રાગમા રક્ત બની, મોહના ભક્ત બની કમબખ્ત કર્મોની લાતો ખાવી એ કામ તો અજ્ઞાનીઓનુ છે, અને જો એમ થતુ હોય તો તમે જ્ઞાની કે અજ્ઞાની? એ ન્યાય તમે તમારા જ મુખે આપો, બીજાને પૂછવાની જરૂર નથી, પોતાની જાતે જ પોતાનો ન્યાય કરો.

આ પ્રભાવ છે શ્રેષ્ઠ સસ્કારી જીવનનો.

રાગરક્તપણુ, દ્વેષવાસિતપણુ, મોહમગ્નપણુ, એ ત્રણેય કેવળ ધિક્કારવા લાયક છે જ્યારે સહસ્રશ ધન્યવાદને યોગ્ય તો સસ્કારી જીવન છે ઊચામા ઊચા જીવનના સસ્કારો તીર્થવિભૂતિ ધારી શ્રીતીર્થ કરદેવ સિવાય બીજે નહિ જોઈ શકાય આપણુને પણ એ સસ્કાર ઇષ્ટ છે માટે 'नमो अरिहंताणं'ની ધૂન મચાવીએ છીએને! દુકાનની ગાદીને ત્રણ ત્રણ વાર નમસ્કાર કરાય છે તે ધિક્કારવા યોગ્ય છે, ધ્યાનતને લાયક છે એમ કરનારા ઓને નવી ગાદી પણ બનાવવાની મળતી નથી, અને એ જ જૂની ગાદીના ગાભામા એને બેસવુ પડશે. શ્રી તીર્થ કરદેવને એકવાર પણ નમસ્કાર કરવામા આવે તો કમાલ થાય છે, ધમાલ મટી જાય છે, રૂમાલ (ચાદર) ઓઢી રડવાનુ બધ થાય છે इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स संसार-सागराओ तारेइ नर व नारीं वा ॥ વર્ધમાનસ્વામીને કરેલો એક પણ નમસ્કાર નર હોય કે નારી હોય સસારસાગરથી પાર કરે છે આનુ નામ સસ્કાર પ્રભુને નમસ્કાર, ગુરુવન્દન, સામાયિકાદિ ધર્માનુષ્ઠાનો, સસ્કારી જીવનમા હોય છે હજારો લાખો અભિવન્દન હો સસ્કારી જીવનને! ત્રિલોકનાથ પ્રભુ જ્યારે ઘાતિકર્મના વિધ્વસથી કેવલજ્ઞાન પામે છે ત્યારે ઇન્દ્રો કેટલી દોડાદોડ કરે છે! પ્રભુ તો વીતરાગ, જગલમા ફરનારા, વસનારા, પણ ત્યાય ઇંદ્રો એમના માટે સુદરમા સુદર, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્થા

નાહિ રચનાનુ સર્જન કરે, આ પ્રભાવ છે શ્રેષ્ઠ સસ્કારી જીવનનો અજબ ઐશ્વર્યધારી દેવો, ઇન્દ્રો પણ વિરતિને વન્દન કરે છે.

જ્યા સસ્કાર છે ત્યા સત્કાર છે સસ્કારી જીવન જેઓનુ છે તેઓ પૂજાય છે, સત્કારાય છે, સન્માનાય છે, તેમની બોલ બાલા બોલાય છે જ્યારે સસ્કારવિહીન જીવનવાળાઓ ધૂત્કારાય છે સમવસરણમા દેવો પ્રભુની ભક્તિ નિમિત્તે એવી સુદર રચના રચે કે એ શોભા આગળ પોતાના વિમાનો પણ લાજે, ઝાખા દેખાય દેવો પોતાની સ્થિતિ સારી રીતે જાણતા હોઈ માને છે કે, અમે એવા સસ્કારવાળા નથી કે જેવા સસ્કારવાળા માટીના ઘરમા રહેનારાઓ (મનુષ્યો) છે મહિનામા માત્ર એક જ દિવસ બ્રહ્મચર્યની માગણી દેવો પાસે કરો તો તે એનાથી નહિ બને, તાકાત નથી તેવી, કેમકે અવિરતિ કાપી શકે ત્યારે બ્રહ્મચર્યના પણને આપી શકે ઉચ્ચ સ્થાનમા સ્થાપ વાનુ સામર્થ્ય બ્રહ્મચર્યમા છે ભક્તિનો ધૂન એ દેવો કરી શકે, આપી શકે પણ વિરતિ ન આપી શકે કેમકે પોતામાજ નથી. શ્રી તીર્થંકરદેવોના ઘરોમા ક્રોડાની વૃષ્ટિ દેવો કરે છે એમા ના નહિ, એ કરે, ભક્તિ ઠાઠથી, અપૂર્વ ઠાઠથી કરે પણ મહિનામા પાચ દિવસ વ્રતના માગો તો ન આપી શકે તેથી તો અજબ ઐશ્વર્યધારી દેવો, ઇન્દ્રો પણ વિરતિને વદન કરે છે

**ભગવાનની ભક્તિ મુક્તિના માટે.**

ઘણા ભવો ભોગવ્યું છતા કાઇ વળ્યુ નહિ, તૃષ્ણા મટી નહિ જીવનમા સસ્કાર સ્થાપવા હોય તો અવિરતિને કાપવી પડશે અવિરતિને કપાય નહિ ત્યા સુધી જીવનમા સસ્કાર સ્થપાય નહિ વ્રતનિયમને કાલ આપી શકાય નહિ અને શિવ પુરી તરફનો માર્ગ કાપી શકાય નહિ તેથી દેવો ભક્તિમા શક્તિ માત્ર સમર્પી દે છે દેવોથી એ શકય છે પોતાના વિમાનોને પણ લજ્જિત બનાવનાર સ્થાન તેઓ પ્રભુ માટે બનાવે છે

ત્રણ ત્રણ તો ગઢ બનાવે છે, એ ગઢ પણ સામાન્ય ગઢ નહિ પણ જાત જાતના રત્નોની મઢામઢ હોય, એક ગઢ સુવર્ણનો (સોનાનો-હેમનો) એક ગઢ રૂપાનો, એક ગઢ રત્નનો આ ગઢમા પણ ખૂબી! સોનાના ગઢમા રત્નોના, રત્નોના ગઢમા મણિના, રૂપાના ગઢમા સોનાના કાગરા કોરાયેલા હોય છે. દેવતાઓ આ તમામ શા માટે કરે છે? તેઓ જાણે છે, માને છે કે આ રીતે કરેલી ભગવાનની ભક્તિથી કર્મનો લોપ થશે અને જીવન ઓપશે, જેટલી ભક્તિ વધારે તેટલી મુક્તિ (કર્મથી મુકાવાનુ) વધારે, ભગવાનની ભક્તિ કર્મથી મુક્તિને માટે છે

**મૂર્ખાઓ જ પરમાત્માની સાથે પામરાત્માની તુલના કરે!**

સત્કારવા લાયક સસ્કાર છે, ધિક્કારવા લાયક સસ્કારવિહીનત્વ છે ભગવાન તો સસ્કારી છે જ, શ્રેષ્ઠ સસ્કારી છે પણ તેઓ જ્યા દેશના દેવાના છે ત્યાના સ્થાનનો (ભૂમિનો) પણ સસ્કાર થાય છે, પગથિયાનો પણ સસ્કાર થયેલો હોય છે આ તમામ સસ્કારી જીવોમા ઉચ્ચ કોટિએ પહોચેલા છે શ્રી તીર્થંકર ભગવાનના સસ્કારનુ વર્ણન પ્રથમ કરવાનુ કારણ સ્પષ્ટ છે કે શ્રેષ્ઠ વસ્તુ જ પ્રથમ દર્શાવાય દુનિયાના વ્યવહારમા પણ એમ જ દેખાય છે કે માલ લેવા આવનાર ગ્રાહકને વેપારી પ્રથમ તો ઊચામા ઊચો જ માલ બતાવે છે અહિં પણ એજ મુજબ પ્રથમ શ્રેષ્ઠ સસ્કારીનો પરિચય અપાય છે શ્રેષ્ઠ સસ્કારી ભગવાન પ્રત્યે ભક્તિની રઢ નહિ લાગે ત્યા સુધી કર્મના ગઢ નહિ તૂટે ભક્તિની રઢથી જ કર્મના ગઢ તૂટશે ભક્તિ એ પણ સસ્કાર છે મૂર્ખા હોય તેઓ જ પરમાત્માની સાથે આજનાઓનો મુકાબલો કરે! આવા અજ્ઞાનીઓની વાત સાભળવી નહિ, જો સાભળી, દિલમા ઉતારી તો સમ્યકત્વ ખળભળી ઊઠશે. હજારો મણનુ વજનુ ચક્ર પડે છતા જેના શરીરમા ઘોબોય ન પડે, જ્યા મૂજારીએ ન છૂટે, જે શરીરનુ એક રૂવાડુયે ન ફરકે

તેવા દેવાધિદેવની સાથે, જેને વાસનો પુલ ઉતરતા પગે ચીંથરા બાંધવા પડે તેવાની તુલના ! એ તુલના તો માણેકને અણોઠી સાથેની તુલના સમાન છે ત્રિકાલજ્ઞ, અબાધિતવચન વાળા પરમાત્માની સાથે, એક સમયનું પણ જેને પુરૂં જ્ઞાન નથી એવા અજ્ઞાનીની તથા વાતવાતમાં બાજી પલટનારની સરખામણી થઈ શકે કેવી રીતે ?

**સરખામણીનો મેનિયો !**

આ જમાનામાં સરખામણીની ચેષ્ટાનો મેનિયો ચાલ્યો છે સરખાઈ છે કયાં ? ન તનમાં, ન મનમાં, ન રૂપમાં, ન ઘાટમાં, ન વાતમાં, ન ભાતમાં, ન જાતમાં, ન જ્ઞાનમાં, ન ભાનમાં, ન સાનમાં, ન આચારમાં, ન વિચારમાં, ન પ્રચારમાં, સામ્ય છે કયાં ?

**સાતે નરકે થયા અજવાળા !**

સરકારી જીવન ઊંચામાં ઊંચું શ્રી તીર્થંકર દેવનું છે, સુરાસુરેન્દ્રસેવિત પ્રભુનું સરકારી જીવન ઊંચામાં ઊંચું છે અહો ! એ તો જન્મ્યા ત્યારે પણ જાહેર થયું હતું કે એમના જન્મથી તો ત્રણ લોકમાં અજવાળું થાય છે જાહેરમાં આવનાર સરકારી જીવનના આ તો પડછાયા છે, સૂર્યના ઉદય પહેલાની અરૂણિમા છે પણ્ડિત શ્રી વીરવિજયજી મહારાજ એ પ્રસંગને વર્ણવતા રોશન કરે છે કે, સાતે નરકે થયા અજવાળા ! કોઈ મૂર્ખશિરોમણિ હોય તેને તો અહિં પણ ખામી દેખાય અને કહી દે કે, ' અજવાળું કહેવું જોઇએ, અજવાળા નહિ, ' પણ ચતુર, પ્રાજ્ઞ હોય તે તો તત્ત્વને પામી જાય અને ખૂબીભરી કવિતામાંથીયે તત્ત્વજ્ઞાનને મેળવી લે, કેળવી લે

અજવાળા અજવાળામાં ( પ્રકાશ પ્રકાશમાં ) પણ તારતમ્ય રહેલું છે, એક જાતનું પકવાન કહેવાય પણ અનેક જાતના હોય તો પકવાનો કહેવાય સાત નરકમાં જે પ્રકાશ દેખાય,

જે અજવાળુ દેખાય તેમા વૈવિધ્ય રહેલુ હોવાથી ‘ અજવાળુ ’ ન કહેતા પ ડિત કવિ મુનિશ્રીએ ‘ અજવાળા ’ કહ્યુ છે પ્રથમ નારકીમા સૂર્યના પ્રકાશ જેવુ અજવાળુ પ્રગટે, દ્વિતીય નારકીમા મેઘાચ્છાદિત ( વાદળાઓથી ઢ કાયેલ ) સૂર્યના પ્રકાશ જેવુ અજવાળુ પ્રગટે, તૃતીય નારકીમા ચ દ્રના પ્રકાશ જેવુ અજવાળુ પ્રગટે, ચોથી નારકીમા મેઘાચ્છાદિત ચ દ્રના પ્રકાશ જેવુ અજવાળુ પ્રગટે, પાચમી નારકીમા ગ્રહના પ્રકાશ જેવુ, છઠ્ઠી નારકીમા નક્ષત્રના પ્રકાશ જેવુ તથા છેલ્લી સાતમી નારકીમા તારાના પ્રકાશ જેવુ અજવાળુ પ્રગટે આ રીતિએ ઉદ્યોતમા તારતમ્ય હોવાથી તેના પ્રકારો થવાથી ‘ અજવાળુ ’ નહિ કહેતા કહ્યુ કે, સાતે નરકે થયા અજવાળા ! પરમાત્માના ઉત્કૃષ્ટ પુણ્યનો પ્રભાવ તો એક સરખો પ્રકાશ ફેંકે છે પણ પાત્રની અપેક્ષાએ ફરક પડે છે, ફરક પડતો જાય છે એક પછી એક આગલની નારકીમા અધિક અધિક દુર્ભાગ્ય હોઇ પ્રકાશ ન્યૂન ન્યૂન થતો જાય છે, આ હેતુ છે પડિત મુનિએ કરેલા બહુવચનના પ્રયોગનો, ત્રણ લોકના નાથ જન્મ્યા ત્યારે નારકભૂમિમય પ્રકાશ, તિર્યંચમાય પ્રકાશ, માનવમાય પ્રકાશ, દેવલોકમાય પ્રકાશ, સર્વત્ર પ્રકાશ, પ્રકાશ ને પ્રકાશ ! અ ધકારનો નાશ એવો પ્રકાશ અ તર્મુહૂર્ત સુધી રહે છે

### બકનારને ( બકવુ જ છે તેને ) રોકી શકાય તેમ નથી

રાગમા રક્ત રહેવુ, દ્વેષથી વાસિત રહેવુ, મોહમા મગ્ન રહેવુ આ તમામ ધિક્કારવા લાયક છે આ સ્થિતિજ દુનિયાની, સ સાર આખાની જડ છે આમા દુનિયાની તમામ સ્થિતિ સમાઇ જાય છે શ્રેષ્ઠમા શ્રેષ્ઠ સ સ્કારી જીવન શ્રી તીર્થ કરોનું છે એમને બધાય સત્કારે છે જો કોઇ એમ કહે કે, ‘ એ તો માત્ર ગ્રન્થમા લખેલુ છે, તો તેને અશ્રદ્ધાળુ સમજવો તમામ વાતો ઇન્દ્રિય ગ્રાહ્ય હોઇ શકે નહિ આપણને ન દેખાય તેટલા

માત્રથી વસ્તુનો નિષેધ ન થાય, અતિ દૂર રહેલી દરિયાના સામે કિનારાની ભૂમી ક્યા દેખાય છે સમીપ રહેલી આંખના કાજળ જેવી ચીજ પણ ક્યા દેખાય છે ? તેમજ ઐતિહાસિક વસ્તુઓ આજ સામે ક્યા હોય છે ? છતા માનીએ છીએ ને ! એ તો ગ્રન્થનિબદ્ધ જ હોય છે ને ! જે કાલમા આપણે જે ક્ષેત્રમા છીએ ત્યા ત્યારે તીર્થંકર ન હોય કે થાય તેથી અસ્તિત્વનો નિષેધ કેમ કરાય ? સૂર્ય ચાલી રહ્યો છે એ નજરે દેખાતો નથી પણ દેશાન્તરથી ચાલ્યા વિના અહિ આવ્યો શી રીતે એટલુ તો સમજી શકીએ છીએ ને ! જો સૂર્ય ગતિ ન કરતો હોય તો તો જ્યા હોય ત્યાનો ત્યા જ રહે પણ થોડો કાલ ગયા પછી બીજે સ્થાને આવે છે માટે સિદ્ધ થાય છે કે એ ગતિ કરે છે આ છે અનુમાન, પ્રકાશ સિદ્ધિ માટે આગમ પ્રમાણ છે લોકમા પણ ઉક્તિ છે કે, આણે અજવાળુ કર્યું પ્રયોગો પણ એ સિદ્ધ કરે છે પુણ્યાઇ એવી ચીજ છે કે, જેની પ્રભા ત્રણેય લોકમા પ્રસરી શકે છે કેવલજ્ઞાનનો પ્રકાશ દુનિયામા જ નહિ અલોકમા પણ ફેકવાનો છે તેમના જન્મસમયે સર્વત્ર પ્રગટતો અભૂતપૂર્વ પ્રકાશ પણ સૂર્યોદય પહેલાના અરૂણોદય સમાન છે આવી પરમાત્માની સાથે જેની સરખામણી તેના અધ ભક્તો કરે છે તેને પોતાને પણ તેવી ચેષ્ટા ઇષ્ટ નથી તથાપિ તે અધભક્તો વિષનો અમૃતની સાથે મુકાબલો કરે છે કેટલાક ઠાકરડાઓ ખાતી વખતે, જ્યારે ડુગળી તથા લસણના શાક સાથે રોટલા ખાઇ રહ્યા હોય છે ત્યારે, 'ભગવાન ખાવા ઉતરે એવી મજા આવે છે,' એમ બોલે છે તાત્પર્ય કે ડુગળી લસણના ભક્તો પોતાના રસિયા ભગવાનને માની ફાવે તેમ બકે છે, બકવાદ કરનારને કોણ રોકી શકે ? એવા અધરાગીઓ ભગવાનની સાથે ગમે તેને સરખાવે તેને કેમ રોકી શકાય ? જેને બકવુ જ છે તેને રોકી શકાય તેમ નથી સસ્કાર છે ત્યા સત્કાર છે.

હરેકને ગમે છે પ્રશંસા જીવનને સંસ્કારી બનાવાય, ઊંચામા ઊંચુ સંસ્કારી બનાવાય તો તમામ મનગમતી વસ્તુ મળી શકે સામે આવે આપણે ત્રિકાલપૂજા, ત્રણ વાર, સાત વાર ચૈત્યવન્દન પરમાત્મા પાસે કરીએ છીએ એ આવુ સંસ્કારી જીવન મેળવવા માટે ધનને અર્થી ધનાઢ્યની સેવા કરે, રાજયનો અર્થી રાજાની સેવા કરે કેમકે જેની પાસે જે હોય તે તે બીજાને આપી શકે, એજ રીતે આપણે સંસ્કારી જીવન ઇચ્છીએ તો પરમાત્માની (શ્રેષ્ઠ જીવનધારીની) સેવા કરવી જોઈએ શ્રેષ્ઠ જીવનધારી શ્રી તીર્થંકર દેવ જ્યા બિરાજે છે તે સ્થાન પણ સંસ્કારવાળુ હોય છે તીર્થંકર પછી, તથાવિધ પુણ્ય પ્રકૃતિની દૃષ્ટિએ ઉતરતા (આત્મગુણદૃષ્ટિએ સમાન) શ્રી કેવળી ભગવાન માટે પણ સમજવુ કે એમને કેવલજ્ઞાન થાય ત્યા દેવો આવે, જગલમા મંગલ કરે, ત્યા સુવર્ણકમલ બનાવે અને તે પણ વિશાલ, નાનુ નહિ, તાત્પર્ય કે સંસ્કાર છે ત્યા સત્કાર છે

સંસ્કારવિહીનને ધિક્કાર છે!

હવે આવીએ ઊતરતા ક્રમે આચાર્ય ભગવંત, છત્રીશ ગુણ યુક્ત સંસ્કારી જીવનધારી તેઓ પણ જ્યા પધારે, પગલા કરે ત્યા પણ સત્કાર થાય. શ્રી ધર્મઘોષસૂરિજીના પ્રવેશમહોત્સવમા ૭૨૦૦૦ ટંકનો દ્રવ્યવ્યય થયો હતો એ મહોત્સવ કરનાર પેથડકુમારે સંસ્કારનો કેવો સત્કાર કર્યો! બહુતેર બહુતેર કળાઓના જ્ઞાતાઓ છતા કેવી ગંભીરતા, કેવો વિનય, જ્ઞાન તથા જ્ઞાનીનુ કેવુ બહુમાન અને આજે કોઇ કળાનુ ઠેકાણુ નથી છતા કેવો અને કેટલો આડંબર! આચાર્ય પછી ઉપાધ્યાય, પછી મુનિ આ તમામ સંસ્કારી જીવન ધારણ કરનારા માટે સત્કાર સન્માન યોગ્ય છે, સેવ્ય છે

જ્યા સંસ્કાર ત્યા સત્કાર સીતાજી જીત્યા, રાવણ હાર્યો

દેશવિરતિપણામા, સદાચારમા સંસ્કાર છે ત્યા પણ સત્કાર

છે સસ્કાર ગયા એટલે ફિટકાર મળે જનકતનયા સીતાજીને રાવણ હરી ગયો-ઉપાડી ગયો, રાવણ એટલે ત્રણ ખડનો માલીક પ્રતિવાસુદેવ ભલભલાને પોતાની આજ્ઞા મનાવનાર રાવણ પણ જ્યા કામનો ગુલામ થયો એટલે પરમ સતી સીતાને દીનતાપૂર્વક યાચી રહ્યો છે કઇ દશા! હાથ જોડીને કહે છે, 'હુ તારો કિકર, દાસ, તુ મારુ માન, માન! આ સેવકની આશા પૂર્ણ કર!' પ્રતિવાસુદેવ રાવણ કેવી હાલતમા પોતાને મૂકે છે! શાથી? કામની ગુલામીથીજ ને! કેવી અદના યાચના! જાનકીજી એટલે કહો સદાચારની સાક્ષાત્ પ્રતિમા! પરિણામે સદાચારે એટલે કહો કે સસ્કારે વિજય મેળવ્યો, દુરાચારનો દાટ વળ્યો, રાવણ હાર્યો જયસ્તભ રામે રોપ્યો. સીતા એ રામપત્ની હતી બીજાની ચીજ હરી જવી, પાછી ન આપવી, પચાવવી એમા નીતિવિહીનતા હતી, એમા સસ્કારનો સહાર હતો પછી ત્યા હાર, ફિટકાર, ધિક્કાર વિના બીજુ શુ હોય? રામચદ્રની લડાઇ પોતાની વસ્તુ મેળવવા માટે હતી રઘુકુલવધુ સીતાજી સસ્કારી જીવનવાળા હતા સીતા તથા તેવી બીજી સતીઓના નામનુ સ્મરણ આચાર્યાદિ પણ કરે તે શાના યોગે? શીલના પરમ સસ્કાર યોગે રાવણ જેવો રાજવી ગરજથી અરજ કરે છતા સીતામાતાનુ રૂઆડુય ન ફરકે અને તેને દીન, હીન, કગાલ માને આ છે સસ્કાર આત્મામા જડાયેલા સસ્કારનો પ્રભાવ, દુનિયામા દુરાચારમા દુરાચાર પરસ્ત્રીગમનનો છે, હિસા, અસત્ય, ચૌર્ય, વ્યભિચાર આદિ દુરાચારો છે દુરાચાર દાટ વાળે છે રાવણ રાકડો થઇ અરજ કરે, રોજ ને રોજ તેમ કરે ત્યા એક કામાધીનતા જ કારણ છે કામાસક્તિ મરેલાને પણ મારે છે કામને દૂર કરાય તો કર્મ ચૂર ચૂર થાય, કામ ખસે એટલે આત્મા મુક્તિ ધામે જઇ વસે. રાવણે ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ આખરે તે હાર્યો અને સસ્કારી સીતાજી જીત્યા

કામીની દશા !

> कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलः
> व्रणीपुयक्लिन्नः कृमिकुलशतैरावृततनुः ॥
> क्षुधाक्षामः जीर्णः पिठरककपालार्पितगलः
> शुनीमन्वेति श्वा हतमपिनिहन्त्येच मदनः ॥

**શબ્દાર્થ**—પતલો, કાણો, લ ગડો, કાનવગરનો તેમજ પુછ વગરનો, શરીરે ચાઠાનો પાર નથી અને ચાઠે ચાઠે કીડા પડયા છે, ભૂખથી સૂકાયેલો વૃદ્ધ ગળામા કાઠલો પડયો છે એવો પણ કુતરો કુતરીની પાછળ દોડે છે ખરેખર કામ તુ મરેલાને પણ મારે છે

આખાય અ ગે કૃશ, આખે કાણો, પગે લ ગડો ( ત્રણ પગે ચાલતો ) પૂ છવગરનો ( બાડો ), કાનથી બૂચો, રોગી, શરીર માથી રસી જઇ રહી છે એવો, જેના શરીરમા સે કડો કીડાઓ ખદબદી રહ્યા છે એવો રોગી તથા દુ ખી કૂતરો, વળી ભૂખથી જેનુ પેટ ઊંડુ ઉતરી ગયુ છે, જેના ગળામા કોઇએ કાઠલો વળગાડયો છે એવો કૂતરો પણ કૂતરી પાછળ કેવો દોડે છે ! કામીની દશા જાણવા માટે આ દષ્ટાત કમ છે ? ખરેખર કામ મરેલાને મારે છે

દુનિયાદારીનુ જીવન પણ સાધુઓએ સ્તવવા યોગ્ય સિદ્ધ થયુ, પ્રસિદ્ધ થયુ

શ્વાન તો તિર્ય ચ છે એ બિચારામા બુદ્ધિ નથી, વિવેક નથી પણ મનુષ્ય જ્યારે ભાન ભૂલે, સ સ્કારનુ દિવાળુ કાઢે ત્યારે એ ઓછી શોચનીય દશા છે ! રાવણે સીતાને મનાવવાના

શકય એવા તમામ ઉપાયો કર્યા, સિવાય બળાત્કાર રાવણ સીતાને લલચાવવા 'સોનાની લ કાની તું સ્વામિની બનીશ' એમ કહે છે 'આ જો મારી સોનાની લંકા, મારુ માની જા અને સોનાની લ કાની લાડીલી સ્વામિની થવાની સોનેરી તકને વધાવી લે ' મહાસતી સીતાએ સણસણતો જવાબ વાળ્યો 'ઓ અભિમાની રાવણ! ધૂળ પડી તારી સોનાની લ કામા! ઓ ઘમ ડી! યાદ રાખજે કે જીભ કચરીને મરીશ એ કબૂલ, શીલ સાટે જીવન છે ફૂલ, પણ ઓ અક્કલના બારદાન! તારી યાચના, તારી અશ્રાવ્ય, અવાચ્ય યાચના પર મટકુ ય નહિ મારુ ' આવી યાચનામા રાવણમા અક્કલનો લેશ પણ કયા હતો, છતાય અક્ક લનો બારદાન (બારદાન પણ અક્કલનુ ને) પણ એટલા માટે કહ્યો કે બીજો શબ્દ વ્યવહારમા નથી સીતાજીમા તો સ સ્કાર ભારોભાર છે (શીલસ રક્ષણનો) પણ કામી, અભિમાની એવા રાવણમા પણ જે સંસ્કાર વિદ્યમાન હતો અને અવ્યાબાધ રહ્યો તે યાદ કર્યા વિના કેમ રહેવાય? બલાત્કાર ન કરવાની એની પ્રતિજ્ઞા હતી અને એમા અડગ રહેવા પૂરતો સ સ્કાર રાવણે સાચવ્યો જ છે રાવણે છ છ માસ સુધી બલાત્કાર વિના તમામ પ્રયત્નો કર્યા પણ સ સ્કારમૂર્તિ સીતાજીએ સ સ્કાર સ રક્ષણમા વિજય મેળવ્યો એમનુ દુનિયાદારીનુ જીવન પણ સાધુઓએ સ્તવવા યોગ્ય સિદ્ધ થયુ, પ્રસિદ્ધ થયુ

## રામ લક્ષ્મણજીના કેવા નિયમિત જીવન!

રામચંદ્રજી તથા લક્ષ્મણજી પણ કેવા સ સ્કારી! એમની દૃષ્ટિમર્યાદા કેવી કાબૂમા? રાવણ સીતાને લઇ ગયા પછી તપાસ ચાલી. માર્ગમાથી હાર, નુપૂર વિગેરે મળે છે, રામચ દ્રજી સ્વામી છતા નથી ઓળખતા લક્ષ્મણજીને પૂછે છે, 'જો, આ આભૂષણો તારી ભોજાઈ (ભાભી)ના છે?' ત્યારે લક્ષ્મણજી (વાસુદેવ) કે જે સીતાજીના પરમ વ્હાલસોયા દિયરજી છે તે શું કહે છે –

कुण्डलैर्नाभिजानामि, नाभिजानामि कङ्कणैः ।
नूपुरैस्त्वभिजानामि, नित्य पादाब्जवन्दनात् ॥ १ ॥

**અર્થ**—કુંડલથી હું સીતાના છે એમ જાણી શકતો નથી. તેમજ કંકણોથી પણ નથી જાણી શકતો, માત્ર તેમના ચરણોનું વંદન હમેશા કરવાથી ઝાંઝરોથી જાણી શકું છું કે આ ઝાંઝર સીતાજીના જ છે

આ છે લક્ષ્મણજીનું જીવન તેમના વડીલ બંધુ બલદેવ શ્રી રામચંદ્રજીના જીવન માટે પૂછવું શું ? કરોડો હિન્દુઓ રામચન્દ્રજીને, સીતાજીને, લક્ષ્મણજીને યાદ કરે છે, શાથી ? તેમના સંસ્કારી જીવનથી

અંગીકૃતનું પાલન કરવું જોઇએ

રાવણ અનીતિને વળગી રહ્યો, તેણે કોઈનું ન માન્યું, વિભીષણ જેવો ભાઇ પણ ગુમાવ્યો, પરિણામે તે પરાજય પામ્યો, દુર્ગતિગામી થયો કમસા કમ દેશથી વ્રતના, સદાચારના સંસ્કાર તો શ્રાવકને હોય ને ! સંસ્કારી જીવનવાળાનું સ્થાન સજ્જનોના હૈયામાં હોય છે તેવા સંસ્કાર માટે સત્સંગ જરૂરી છે સત્સંગથી સન્માર્ગ લાધશે શ્રાવકમાં પણ સંસ્કારી જીવનની કમાલ હોય આનંદ, કામદેવ શ્રાવકના જીવન પર નજર કરો પૌષધ, કાયોત્સર્ગ આદિમાંથી ચલાયમાન કરવા તેમને દેવોએ કેવા કેવા ઉપસર્ગ કર્યા છતાંય તેઓ લેશ પણ ચલચિત્ત ન થયા, એવા અડગ રહ્યા કે જેમની પ્રશંસા ભરસભામાં સ્વયં પ્રભુએ કરી શ્રાવકમાં ત્યાગનું બિન્દુ છે પણ આનન્દ કામદેવનું બિન્દુ પણ સુકાયું નહિ ધન્ય છે ! તાત્પર્ય તીથે કે ઉપાશ્રયે લીધેલા નિયમોનું યથાસ્થિત પાલન કરવું જોઇએ પુરાણમાં દૃષ્ટાન્ત છે પહેલા પર્વતોને પાંખો હતી ઇન્દ્રે પાંખો કાપી

નાખી મૈનાક પર્વત રહી ગયેલો તેની પાંખ કાપવા જતા નાઠો અને સાગરમા ઘુસ્યો ઇન્દ્રે વજ્ર છોડયુ સાગર ખળ ભળ્યો પણ શરણે આવેલા પર્વતનુ તેણે રક્ષણ કર્યું તે વખ મૈનાક પર્વતે સમુદ્રને શુ કહ્યુ હતુ તેની હિદીમા કવિતા ં તે આ રહી, જુઓ

> चाहे सदैव सहना हरि ! वज्रताप,
> मैनाक दूर करना न कदापि आप ।
> जाना न मूल जलधे ! यह वर्ण पक्ति
> अगीकृतं सुकृतिनः परिपालयन्ति ॥

આ દૃષ્ટાન્તની મતલબ. અગીકૃતનુ પાલન કરવુ જોઇએ

સસ્કારી જીવન પાપીને પણ ધર્મી બનાવે છે

ઈતરમાં તરવાના ત્રણ માર્ગો કહ્યા છે, ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞા તથા જૈન દર્શને સમ્યક્ શબ્દ સયોજિત કરી કહ્યુ, सम्यग्दर्शनज्ञा चारित्राणि मोक्षमार्गः પ્રથમ શ્રદ્ધા જોઇએ, કેવી શ્રદ્ધા, અ શ્રદ્ધા જોઇએ આજે શ્રદ્ધાભ્રષ્ટો પોતાની જમાત વધારવા ફ તેમ બકી રહ્યા છે, લખી રહ્યા છે, આવા બકવાદ તરફ કે લ લખાટ તરફ શ્રદ્ધાલુ નજર પણ ન કરે શ્રદ્ધાલુ ગમે તેવી કુયુક્તિ પણ માર્ગથી ન ખસે ન સમજાય તો વિનયપૂર્વક ગુરુમ રાજને પૂછી શકાય શ્રદ્ધામય જીવનની ગણના પણ સસ્ક જીવનમા દર્શન પછી સમ્યગ્ જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર છે, મોક્ષમાર્ગ એટલે સસ્કારી જીવન જનાવરોમા એવા સસ હોય છે કે ન પૂછો વાત ! એક વખત એક શિકારી જ્યા બ છોડવા તૈયાર થાય છે ત્યારે એક હરણી તેને વિનતિ કરે 'હે શિકારી ! મારા બચ્ચા ખાતર જરા સબૂરી પકડ હુ

બચ્ચાને દૂધ પીવરાવી લઉં, પછી બાણ ભલે માર ' શિકારીએ બાણ મારવુ બધ રાખ્યુ હરિણી બચ્ચાને દૂધ પીવરાવી તરત શિકારી પાસે હાજર થઇ તાકાત છે હવે શિકારીની કે બાણ મારે ? તે હરણીના આવા વચનપાલનના સામર્થ્યથી શિકારી પણ સ્તબ્ધ થયો તો બાણ સ્તબ્ધ થાય એમા શી નવાઇ ! વચનપાલન સસ્કાર છે વચન પાલનારા આજે માનવોમા શોધ્યા નથી જડતા ! શિકારીએ બાણ તોડી નાખ્યુ તિર્યંચના આવા સામાન્ય સસ્કારી જીવને પાપી શિકારીને ધર્મી બનાવ્યો

આ તો તિર્યંચ ! તમે મનુષ્ય, તેમાય શ્રાવક, જૈન, તમારે તો ઉચ્ચ સસ્કારો વારસામા હોય, ગળથુથીથી હોય સસ્કારો કેળવો, મેળવો, રક્ષો, સસ્કારી જીવનમા જીવો અને તે વડે મોક્ષનુ શાશ્વત જીવન સપ્રાપ્ત કરો આટલુ કહી આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરુ છુ



પ્રેમચદ રાયચદ ધર્મશાલા વાપી.
ચૈત્ર વદ ૧ રવિવાર, વિ સ ૨૦૦૩

# ઈષ્ટ સિદ્ધિનો રાજમાર્ગ

[ વાપીમા વિ સ ૨૦૦૩ ના ચૈત્ર વદી ૧ ના રવિવારે બપોરે ત્રણુ વાગે, પ્રેમચદ રાયચદની ધર્મશાળાના સુવિશાલ ચોગાનમા, જાહેર જનતાના વિશેષ લાભના હેતુથી પૂ જૈનરત્ન, વ્યાખ્યાનવાચસ્પતિ, કવિકુલકિરીટ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજનુ જાહેર પ્રવચન ગોઠવવામા આવ્યુ હતુ જૈન અને જૈનેતર વર્ગની મોટી સખ્યામા હાજરી હતી પ્રારભમા પૂ આચાર્યદેવે મધુર અને ગભીર ધ્વનિથી મગલાચરણુ કર્યા બાદ, તેઓશ્રીની આજ્ઞાથી મુનિરાજશ્રી વિક્રમવિજયજી અને પ શ્રી પ્રવીણુવિજયજી ગણિવરે પ્રસ્તુત વિષયનુ પ્રાસગિક વિવેચન કર્યું હતુ ત્યારબાદ પૂ આચાર્યદેવે કરેલા પ્રવચનનુ સારભૂત અવતરણુ આ નીચે આપવામા આવે છે                    પ્રકાશક

---

**એકાત મતભેદ જ સત્યાનાશ વાળ્યુ છે !**

આજનો વિષય ત્રણુ પદોથી વાચ્ય બનેલો છે પ્રથમ પદે ‘ ઇષ્ટ ’ શબ્દ છે ઈષ્ટ શુ હોવુ જોઇએ ? ‘ ઈષ્ટ શુ ? ’–એમા

ઘણા મતભેદો છે કોઇને સ્ત્રી ઇષ્ટ હોય છે, તો કોઇને પુત્ર, કોઇને ધન ઈષ્ટ હોય છે, તો કોઇને સત્તા, કોઇને પોતાના શત્રુનો નાશ ઈષ્ટ હોય છે, તો કોઇને પોતાની તથા પોતાના મિત્રોની આબાદી ઇષ્ટ હોય છે આમ ભિન્ન ભિન્ન ઇષ્ટોને કલ્પીને પ્રથમ મતભેદો ઉપજાવીએ એ ઠીક નથી **એકાત મતભેદે જ સત્યાનાશ વાળ્યુ છે!** બીજાનુ કાપવુ અને પોતાનુ જ સ્થાપવુ, એ શાથી? કહો ને કે—એકાન મતભેદથી જ સુખ તેને જ સ પ્રાપ્ત થાય છે કે જ્યાં અપેક્ષાએ એકમત છે એકમતના અભાવે જ કુસ પના બીજ વવાય છે, બીજાએ કુસ પના કારણે જ ફાવી જાય છે

એક વખત એક અ ગ્રેજે એક ખેડૂતને તેના હાથમા રહેલા લાબા પાકા ચીભડાના ફળને જોઈને પૂછયુ, 'આ શુ છે?' ખેડૂત બોલ્યો કે, 'આ ફૂટ છે' અગ્રેજે માન્યુ કે–હિ દુસ્તાનમા ફુટ છે, એ વાતને સૂચવનારુ આનુ ફુટ એવુ ગુજરાતી નામ છે વાત પણ સાચી કે હિ દમા ફુટ એટલે કુસ પ અપાર છે જ્યા ફુટ છે ત્યા જ માલની લૂટાલૂટ છે ફુટ શાથી? કહેવુ જ પડશે કે–ઘર કરી બેઠેલા કુસપે થયેલા મતભેદોથી જ! એકમતિવાળામા ફુટ હોતી જ નથી, ત્યા અન્યના સુખની લૂટા લૂટ પણ હોતી નથી, બલ્કે ત્યા હૂટાફૂટ સુખ હોય છે કુસ પથી થયેલ મતભેદો નીકળી જાય અને એકમતમા આવી જઈએ તો જ સુખ સ પ્રાપ્ત થાય છે કદાગ્રહી ભિન્નભિન્ન મતવાળાઓથી સુખ દૂર દૂર જાય છે. અરે! એક ઘરમા મતભેદ જાગે, એમાથી મનભેદ થાય, કુસ પ ઉભો થાય એટલે ત્યાથી સુખ રૂખસદ (વિદાયગીરી) લઇ લે છે તો પછી જે દેશમા કુસ પ હોય, મતભેદો હોય, પરસ્પર કાપાકાપી હોય તે દેશની પ્રજાને સ્વપ્ને પણ સુખ ક્યાથી હોય? મારામારી મતભેદોમાથી છે, મનભેદ મતભેદથી છે માટેજ હુ કહુ છુ કે આપણા આજના વિષયમા

પણ પ્રથમના વક્તાઓએ મતભેદો બતાવ્યા તેવા મતભેદો ઊભા કરવા ઉચિત નથી, હિતકર નથી

'સુખ જોઇએ છે,' એમા મતભેદ નથી.

અત્ર ઉપસ્થિત સર્વ શ્રોતાઓને હુ પૂછુ છુ કે તમો સૌને ઇષ્ટ શુ છે? તમારી તરફથી સર્વસામાન્ય એકજ જવાબ મળશે કે, 'માત્ર સુખ ઇષ્ટ છે' સ્ત્રી, પુત્ર કે ધન વિગેરે ઇષ્ટ ત્યાસુધીજ હોઇ શકે (રહી શકે) કે જ્યા સુધી તે તે દ્વારા સુખ મળતુ રહેતુ હોય, મળ્યુ રહેતુ હોય એજ સ્ત્રી, એજ પુત્ર જેઓ ઇષ્ટ મનાયેલ છે તેઓ જ્યારે તમારાથી વિરૂદ્ધ ચાલે, તમારા કુલને કલકિત કરે, તમારી મૂડી સાફ કરે ત્યારે અનિષ્ટ થઇ જાય છે ધન પરત્વે પણ એમ જ છે 'ગરીબોએ શીરો ખાવો તથા ધનવાનોએ ઘેંસ ખાવી ' વિશેષ ખર્ચના પૈસા ગરીબોને શ્રીમન્તોએ આપવા એવો કાનૂન જો સરકાર પસાર કરે તો ધનવાનોને ધન પણ અનિષ્ટ લાગે ઇષ્ટ શુ છે તે વિષયમા મતભેદોને છોડીને હુ એક મત થઇ શકે એવો એક મહાન્ મત બતાવુ છુ તે સાભળો સર્વને માત્ર એકજ વસ્તુ ઇષ્ટ છે અને તે વસ્તુ છે સુખ બે અક્ષરનો 'સુખ' શબ્દ સર્વને ઇષ્ટ છે જ્યારે તેટલાજ અક્ષરનો 'દુખ' શબ્દ સર્વને અનિષ્ટ છે જગતના તમામ દર્શનવાદીઓ, મતવાદીઓ, ધર્મવાદીઓ, ચાહે નાસ્તિક હોય, વેદાતિક હોય, સાખ્ય હોય, નૈયાયિક હોય, બૌદ્ધ હોય, પૂર્વ મિમાસક હોય કે ઉત્તર મિમાસક હોય, સુખ એ સર્વને ઇષ્ટ છે 'સુખ ઇષ્ટ છે,' એ વિષયમા કોઇનો પણ લેશ માત્ર મતભેદ નથી સકલ જગતનો એકજ અવાજ જોરશોરથી પ્રસિદ્ધ છે કે, 'સુખ જોઇએ છે, સુખ જોઇએ છે'

સુખ દીને સુખ હોત હય, દુખ દીને દુખ હોય

આપણને-સર્વને ઇષ્ટ સુખ છે સુખ જોઇએ છે તેમા

કોઇનો મતભેદ નથી તેમ સિદ્ધિમા પણ મતભેદ નથી તેની પાછળ તો સારીયે ( આખીયે ) દુનિયા ઝૂકેલી છે, આજે જેટલા વ્યાપારો-ખેડાય છે તે શાના માટે ? પ્રપચીઓ કેઇ પ્રકારના પ્રપચો ખેલે છે, બદમાશો બદમાશી કરે છે, દુર્જનો દુર્જનતા દાખવે છે, આ તમામ શા માટે ? તમામનુ ધ્યેય સુખનુ છે, સુખની સિદ્ધિનુ છે નિર્બલ જગત્ ઉપર ત્રાસ વર્તાવી પોતાના દેશને સ્વતત્ર બનાવનારાનું ધ્યેય તો સુખનુ જ છે ને ! આ તમામનુ ધ્યેય સુખનુ, સુખની સિદ્ધિનું એ ખરૂ પરન્તુ માર્ગ વિપરીત, ઉપાય અવળો એટલે સુખ મળે શી રીતે ? સુખસિદ્ધિની આશા ફળે ક્યાથી ? અન્યને દુ ખ દઇને સુખી થવાય શી રીતે ? ' સુખ સૌને ઇષ્ટ છે ' એ મતભેદ વિનાની વસ્તુ છે અને એ જ આધારે અન્યને સુખ આપવાથી સુખી થવાય તથા અન્યને દુ ખ દેવાથી દુઃખી થવાય એ પણ મતભેદ વિનાની વાત છે કહ્યુ છે કે —

ગ્રન્થ પથ સબ જગત કે, બાત બતાવત દોય,
સુખ દીને સુખ હોત હૈ, દુ ખ દીને દુ ખ હોય

परोपकार पुण्याय, पापाय परपीडनम् ॥

' જો આપણે બીજાને સુખી કરીશુ તો સુખી થઇશુ અને દુ ખી કરીશુ તો દુઃખી થઇશું ' આ બે વાતમા દુનિયાના તમામ શાસ્ત્રોનો નિચોડ આવી જાય છે એક વખત એક પણ્ડિત એક રાજા પાસે તેને ધર્મ શ્રવણ કરાવવા આવ્યો તે પોતાની સાથે લાખો શ્લોકપ્રમાણ શાસ્ત્ર-ગ્રથો લઇને આવ્યો હતો આટલા બધા ગ્રથો જોઇ રાજકાજમા ગુથાયેલ રાજાએ પડિતને કહ્યુ, " હે વિદ્વાન્ પડિત ! રાજતત્ર યોગે આટલા બધા શ્લોકો શ્રવણ કરવાની મને ફુરસદ ક્યાથી હોય ? આ તમામ શાસ્ત્રોનો સાર જો તમે ટૂકમા સમજાવી શકતા હો તો હુ સાભળવા

તૈયાર છું ” પંડિતે સારરૂપે રાજાને સંભળાવ્યું —“ હે રાજન્! પોતે દુઃખી થઇને પણ બીજાને સુખી કરશો તો સુખ તમને આલિંગન આપશે અર્થાત્ ભેટી પડશે, પણ જો બીજાને દુઃખ દઇ સુખી થવા ઇચ્છતા હશો તો સુખ છેટું થશે, દૂર જશે જગત માત્રના પ્રાણીઓને સમદ્દષ્ટિથી જુઓ સુખની એટલી સુખ છે કોઇ જંગલીએ સુખ ઉત્પન્ન કર્યું નથી બુદ્ધિશાળી નાગરિકો સુખ ઉત્પન્ન કરી શકે છે હે જિજ્ઞાસુ રાજન્! વિષય-વાસના દૂર થાય, આત્માનો આભાસ થાય, પરમાત્માનો પ્રકાશ થાય, જગતભરને ( જગતના જીવ માત્રને ) સુખી કરવાની તમન્ના ( માત્ર સહજ ઇચ્છા નહિ પણ તીવ્ર ઇચ્છા ) જાગે, અન્યાય, અનીતિ, અધર્મ રસાતલ પહોચે, તો જ સુખી થવાય આગમા હાથ નાખી શીતલતા ઇચ્છવી, ઝેર ખાઇ જીવવાની વાછા કરવી એ ઇચ્છા કેવળ મૂર્ખાઇભરી છે તેવીજ રીતે અન્યને દુઃખ દઇને સુખી થવાની ભાવના પણ સદંતર મૂર્ખાઇભરી છે ” સુખ દીને સુખ હોત હય, દુઃખ દીને દુઃખ હોય–એ સારામા સારો સર્વ શાસ્ત્રોનો નિચોડ છે રાજાને પણ પંડિતજીએ થોડુંક વક્તવ્ય સંભળાવી રાજાને તમામ શાસ્ત્રોનું રહસ્ય કહ્યું —

अष्टादशपुराणेषु, व्यासस्य वचनद्वय ।
परोपकारः पुण्याय, पापाय परपीडनम् ॥

અઢારેય પુરાણોના સારરૂપ વ્યાસના આ બે વચનો છે કે પરોપકાર ( પારકાને સુખ આપવુ ) તે પુણ્ય છે અને પરપીડન ( પારકાને દુઃખ દેવુ ) તે પાપ છે

सुख धर्मात् दुःखम् पापात् ।

પરોપકાર કરવો એના જેવુ બીજુ કાંઇ પુણ્ય નથી આજ તો મરી રહેલા પાડોશીની પણ ચિંતા ( કાળજી ) કરનારા કેટલા ?

'કોણ દુઃખી છે?' એની આજ કોઈને લેશ પણ ચિન્તા નથી, કોઈને કશીય પડી નથી દેવુ ગમતુ નથી, માત્ર લેવુ ગમે છે! શરીરની શાખ થાય ત્યાસુધી લાખ લાખનો લવારો ગમે છે સૌ કોઈ લાખ ભેગા કરવા જ ઇચ્છે છે તમામનુ લક્ષ લક્ષનુ જ છે લાખ લાખમા સૌ સમજે છે પણ નાખ નાખ–(દે, દે)મા કોઇ સમજતુ નથી બિચારા કેઈ કગાલોને કોળિઓ અન્ન પણ મળતુ નથી, અગ ઢાકવા ફાટયુતૂટયુ વસ્ત્ર પણ મળતુ નથી, શાથી? અત્રે (આ ભવમા) જેમને અન્ન વસ્ત્રાદિ મળી રહે છે, મનમાન્યુ મળે છે, સમજી લ્યો કે તેઓએ પૂર્વ ભવોમા આપ્યુ છે, આપ આપ કર્યુ છે જેમના હાથમા દાનનો ગુણ નહોતો તેઓને જ બિચારાને આ ભવમા મળતુ નથી, તેવાઓ જ લમણે હાથ દઈને બેઠા છે કરજદારો' લમણે હાથ દે છે ને! આ કગાળ બિચારાઓને શિરે કર્મનુ ઋણ (દેવુ) ભારોભાર ચઢયુ છે માટે તેઓએ માથે હાથ દીધો છે કુવામાથી પાણી કાઢયે જઈએ તો નીકળતુ જ રહે છે અને તો જ પાણી સારૂ રહે છે, અન્યથા (નહિ તો) ગધાઇ જાય છે, માટે આપતા શીખો આપતા! દીધ્યે (દેવામા) જે બીધ્યે જાય છે તે મમ્મણ શેઠની જેમ સીધો નરકે જાય છે 'પરોપકારપરાયણ બનવુ એજ સુખનુ સાધન છે અને બીજાને પીડા આપવી એ પાપ છે' અઢારેય પુરાણનો સાર આ છે આમા કોઇનો પણ મતભેદ નથી જ सुखं धर्मात् दुःखम् पापात् । સુખ ધર્મથી છે, દુઃખ પાપથી છે

## વાસ્તવિક સુખ સિદ્ધિ-મુક્તિમા જ છે.

આપણે એ જોઇ ગયા, નક્કી કર્યુ, સિદ્ધ કર્યુ કે મતભેદ વિના એકી અવાજે જગતને ઈષ્ટ સુખ છે, સુખ ઈષ્ટ છે, પરન્તુ એ સુખ કેવુ ઈષ્ટ છે તે સ્પષ્ટ કરવુ જરૂરી છે, દરેકને સુખ કેવુ ગમે છે? અપૂર્ણ નહિ એવુ અર્થાત્ પૂર્ણ,

આવેલુ કદી પાછુ જાય નહિ તેવું અર્થાત્ સ્થાયી, વિઘ્ન વિનાનુ, કસર (ઉણપ) કે દુઃખની અસર વિનાનુ આવુ સુખ આવુ જ સુખ દરેકને ઇષ્ટ છે અને તે જ સાચુ અને વાસ્તવિક સુખ કહી શકાય સ્થાયી, વિશાળ, જરાપણ ઉણપ વિનાનુ, જેમા કદીય દુ ખ ન આવે એવુ સુખ આ સ સારમા છે કોઇને ? હોય તો લાવો, બતાવો ! છે જ નહિ જગતમા આવો સુખી કોઇ નજરે નહિ આવે આથી જ શ્લોકમા કહ્યું છે કે પ્રાણી માત્રને ઇષ્ટ સુખ છે, જે અને જેવુ સુખ ઇષ્ટ છે તે (તેવુ) સુખ મુક્તિ સિવાય અન્યત્ર છે જ નહિ વાસ્તવિક સુખ સિદ્ધિમા–મુક્તિમા જ છે

સાપ બહુ વસતા ચ દનમા

મુક્તિમા સુખની સિદ્ધિ માટે મુક્તિની જરૂર કયા છે ? કેમકે એ શબ્દ જ તે સાબિત કરે છે મુક્તિ શબ્દનો અર્થ જ 'બ ધ નનો અભાવ', એ છે જન્મ જરા મરણોના બ ધનોથી રહિત એવુ શાશ્વત સ્થાન તે મુક્તિ સુખ માટે ઉપાય કોણ નથી કરતુ ? કહોને ઉપાય તો તેને માટે જ ચાલુ છે અનાદિથી સુખના ઉપાયો ચાલુ છતા હજી સુખ સાપડયુ નહિ ! કહો, કેટલો કાળ ગયો ! અ હ હ હ ! હજી દુ ખની કૂટીમા જ કૂટાઇએ છીયે, સુખની મઢીમા હજી મ્હાલતા નથી અને તો અહિ બેઠેલાઓમા એવો કોઇ દેખાતો નથી કે જે સુખી હોય હા ! માલદાર હશે, મૂડીવાદી હશે પણ તેથી જ દુ ખી દુ ખી હશે ચિ તા કોને વળ ગેલી છે ? મૂડીવાદીઓને સરકાર નવા નવા કાયદાઓ તેમના માટે જ ઘડે, નવા નવા કરવેરા તેમને શિરે જ લદાય, આમનો તેઓ જ કરે, સભાઓ તેમને જ ભરવી પડે આ તમામ માલ તથા મૂડીને આભારી છે ધનમા સુખ નથી, દુ ખ જ છે

સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી ઠીક કહે છે

કાંઈ નથી સુખ સાધન ધનમા,
સાપ બહુ વસતા ચદનમા

કવીશ્વર દલપત્તરામ ડાહ્યાભાઈ, સી આઇ ઇ પણ કહે છે

ધન મેળવતાં દુખ છે, જાળવતા પણ દુ:ખ;
જો આવેલુ જાય તો, જાય સમૂળુ સુખ

जो अप्प जाणेइ सो सव्वं जाणेइ ॥

ત્યારે સુખ કયા ? સુખ તો અધ્યાત્મમા જ આનદ માનનારને હોય છે ભાડાના ઘરમા રહેનારો નિશ્ચિત કેમ રહી શકે ? જ્યા સુધી પુણ્ય છે ત્યા સુધી આપણે આ તમામ ભોગવીએ છીએ કારણ કે પુણ્યરૂપ ભાડાથી આ તમામ વસ્તુઓ, સ્ત્રી, પુત્ર, સપત્તિ આદિ સાધનો સાંપડેલા છે પુણ્ય ધનથી ખરીદેલા છે શરીર એ ભાડાનુ મકાન છે પૈસો, પરિવાર, પુત્ર, પત્ની આદિ વૈભવવિલાસની હયાતિ જ્યા સુધી પુણ્યની હયાતિ બેઠી છે (હાજર છે) ત્યા સુધીજ છે બીનભાડાનો તો છે આત્મા કે જેની તમને બીલકુલ પડી નથી! દિવસમા કેટલુ જૂઠુ બોલ્યા કેટકેટલા કાળાધોળા કર્યા એનો ખ્યાલ જરાક છે ? ખ્યાલ પણ ન હોય તો તેને અગે વિચાર તો હોય જ કયાથી ? જ્યાસુધી આત્માને ઓળખ્યો નથી ત્યા સુધી પરમાત્માને માન્યો નથી जो अप्प जाणेइ सो सव्व जाणइ ॥ પ્રથમ તો આત્માને જ ઓળખવાની આવશ્યકતા છે સુખ વાસ્તવિક સુખ, સઘળુ સુખ આત્માધીન છે

કષાયો પર વિજય મેળવવો એ સુખ મેળવવાનુ પ્રથમ પગથિયુ છે

આવુ સુખ સપ્રાપ્ત કરવા અર્થાત્ આવુ સુખમય સ્વસ્વરૂપ પ્રગટાવવા ધ્યાનની જરૂરિયાત છે*દુનિયામા ધ્યાન વિનાનુ કોઈ

છે ? દુન્યવી હાવભાવમા જ રાચી રહેવાનુ ધ્યાન તો સૌ કોઇને છે, પણ તે ધ્યાન આત્મીય સુખને અર્પી શકતુ નથી યોગીઓએ જે ધ્યાન કેળવ્યુ છે, મેળવ્યુ છે તે ધ્યાનથી જ આત્મીય સુખ પ્રાપ્ત થઈ શકે છે એવુ ધ્યાન કયુ ? કહેવુ જ પડશે કે શુદ્ધ ધ્યાન એવુ શુદ્ધ ધ્યાન ક્યારે ધ્યાઇ શકાય ? જ્યારે મન પવિત્ર હોય ત્યારે જ શુદ્ધ ધ્યાનનો અભ્યાસ થઇ શકે, પછી તેવું ધ્યાન ધ્યાઇ શકાય મનની શુદ્ધિ ધ્યાનને પેદા કરે છે એવા ધ્યાનથી આપણુ ઇષ્ટ આપણને પ્રાપ્ત થાય છે, માટે એવુ ધ્યાન પ્રાપ્ત કરવા મનને શુદ્ધ કરો, મનશુદ્ધિ કેળવો મન શુદ્ધ ત્યારે થાય કે જ્યારે કષાયોનો વિજય થાય પૂરૂ સુખ મેળવવા ઇચ્છતા હો તો સમતાના સાગર બનો ' આ મારો વૈરી છે, ' એવી દુર્બુદ્ધિને હૃદયમાથી રૈથવટો દ્યો મહાનુભાવો ! ક્રોધ, માન, માયા તથા લોભ એ કષાયચતુષ્ટયથી આ જીવે અનાદિ અન તા કાલથી અન તા જન્મ મરણોના દુ ખો સહન કર્યા છે, અને હજીયે જો એ કષાયોને દૂર ન કરીએ, એ કષાયોથી દૂર ન થઇએ તો જન્મ મરણના દુખો ચાલુ સહન કરવા પડશે જ કોઇ ગાળ દે તો ગળી જતા શીખો, સહન કરી લ્યો, કોઇ અપમાન કરે ત્યારે ગમ ખાતા શીખો, વિચારો કે આ જીવ ભાજીમૂળામા પૈસાના પાચ શેરના ભાવે તો વેચાયો, તોલાયો, ત્યા વળી માન અને અપમાન કેવા ? મનશુદ્ધિથી વચનશુદ્ધિ થાય છે આ તમામ માટે પ્રથમ કષાયો જીતવાની જરૂર છે કષાયો પર મેળવેલો વિજય વિજેતા આત્માને સ પૂર્ણ સુખ સમર્પે છે કષાયો પર વિજય મેળવવો એ સુખ મેળવવાનુ પ્રથમ પગથિયુ છે

तस्मात् तथैव वक्तव्य।

ચાર કષાયોમા પ્રથમ છે ક્રોધ ક્રોધ ચઢે ( આત્મા પર સવાર થાય ) ત્યારે આત્મા પોતે પોતાને ભૂલી જાય છે ક્રોધાવિષ્ટ આત્મા એવો ધમ ડી બની જાય છે અને સામાને પ્રત્યે

આક્રોશથી કહે છે, 'આ મને કહેનાર કોણ?' આગળ વધી બકે છે, 'બસ! એને શૂટ કરી નાખુ' ભાવના તો શૂટ કરી નાખવાની હોય પણ તેવુ સાધન ન હોય એટલે છેવટે બૂટનો પણ ઉપયોગ કરે પણ બિચારાને ખબર નથી કે લૂટ કોની થાય છે! લૂટાય છે તો પોતે જ, લૂટાય છે તે કે જેનુ ધૈર્ય ખૂટે છે મોક્ષમા જવુ હોય તો કહેતા નહિ પણ સહેતા શીખો જેમણે લીધુ સહી તેમણે લીધો મુક્તિમા આત્મા વહી જેણે કહ્યું (સહ્યુ નહિ) તેણે તો દુર્ગતિનુ દુખ લહ્યુ છે અહિંસા–અહિંસક ભાવ સિવાય મુક્તિ નથી મનશુદ્ધિ, વચનશુદ્ધિ, કાયશુદ્ધિ આ ત્રણેય શુદ્ધિ આવી જાય તો અહિંસકવૃત્તિ આવી જાય મનથી કોઇનુ પણ બૂરૂ ન ઇચ્છવુ, કોઇપણ મરી જાય એમ ન ઇચ્છવુ, એ છે માનસિક અહિંસા માનસિક વિચારણાઓ બૂરી ન રાખો, આજ હિન્દુસ્તાનની વિચારણા એટલી પ્રભ્રષ્ટ બની ગઇ છે કે જેના પ્રતાપે આ દેશની આજે દુર્દશા પ્રત્યક્ષ જોવાઇ રહી છે કષાય જય પ્રાપ્ત કર્યો હશે તો વચન ખરાબ નહિ બોલાય અજ્ઞાની મનુષ્યને પોતે શુ બોલે છે તેનુ પણ ભાન હોતુ નથી જેનાથી પોતાનુ પોષણ થઇ રહ્યુ છે એવા બળદને અજ્ઞાન માલીક ક્રોધમા આવી કહે છે, 'ચાલતો કેમ નથી? તારા જોડા પહેરૂ? તારો ધણી મરે!' સમજે તો વાધો ને! દુનિયામા આવો પણ એક અજ્ઞાનવાદ છે છોકરી ઘડો ફોડે છે ત્યારે ક્રોધાધ મા બોલી નાખે છે, 'રાડ! ઘડો કેમ ફોડ્યો?' છોકરી રાડ થાય ત્યારે કેવો કાળો કેર વર્તાય એ ભાન બોલતી વખતે હોય તો એવુ બોલાય? આ વાચિક દોષ છે, તે પણ શિક્ષણના અભાવે છે શિક્ષિત સ્ત્રીઓ સારી ભાષા બોલે છે અણગમતુ બોલવુ એ પણ એક પ્રકારની હિંસા છે કહ્યુ છે કે –

प्रियवाक्यप्रदानेन, सर्वे तुष्यन्ति जन्तवः।
तस्मात् तथैव वक्तव्य, वाक्येऽपि का दरिद्रता ?॥

શબ્દાર્થ —પ્રિય વચનો બોલવાથી જો બધા પ્રાણીઓ ખુશ થાય છે તો તેવુ જ બોલવું, તેવુ બોલવામા દરિદ્રતા શામાટે કરવી?

## જીભલડીનો રસ ટપકે છે !

મીઠા વચનો બોલવાથી દુનિયા ખુશ થાય છે તે પછી વાકયમા (તેવી વાણીમા) કૃપણુતા શા માટે ? હા ! ધન દેવુ હોય, કપડા આપવા હોય તો તો તેમા છોડવાનુ હોઇ તેમા કજુસાઇ થાય પણ મીઠી વાણી વદવામા કાઇ પૈસા બેસે છે ? એવા પણ મનુ-ષ્યો હોય છે કે મનમા પાપ ન હોય છતા વાચિક દોષથી દડાય છે દુનિયામા જીભ જે બગાડે છે તેવુ બીજુ કોઈ બગાડતુ નથી એ ઠેકાણે હોય તો બધુ સીધુ ઉતરે બહેન કે ભાઇ, ગુરૂ કે શિષ્ય, પિતા કે પુત્ર, એમની વચ્ચે પરસ્પર અણુબનાવમા કારણરૂપ દોષ મોટા ભાગે જીભનો જ છે એ (જીભ) બગડે તો બધુ ય બગડે, એ સુધરે તો બધુ ય સુધરે એ માટે નીચેનુ દ્રષ્ટાન્ત મનનીય છે

એક હતો ભીખારી ભીખમા મળેલા ચોખા દાળ (કાચા) તેણે ભેળા કર્યા પણ ખીચડી બનાવવાનુ તેની પાસે કાઇ સાધન ન હોતુ આથી તે એક ડોશીમાને ત્યા પહોચ્યો અને ખીચડી રાધી આપવા ઠાકલુદી કરી ડોશી દયાળુ તથા પરગજુ હોવાથી તેણે ખીચડી રાધી આપવાની હા કહી ચોખા દાળ લીધા અને ખીચડી બનાવવા ચુલે મૂકયા આપણો મુદ્દો છે વાણીના દડનો પેલો ભીખારી આમ તેમ જુએ છે તો વરડીમા ભેસ છે અને વરડીનુ બારણુ હતુ નીચુ એટલે તેણે ડોશીને પૂછ્યુ, 'આ ભેસ આ બારણામાથી શી રીતે નીકળે છે ?' ડોશીને એમ તો થયુ કે, 'આને આ શી પચાત !' છતા તે ભલી ડોશીએ ઉત્તર દીધો, 'ભાઇ ! વાકી વળીને નીકળી જાય છે ' પેલા મૂર્ખ તથા વાચાળ ભીખારીએ ફરી પૂછ્યુ,

'પણ ડોશીમા ! લેશ અંદરજ મરી જાય તો શી રીતે નીકળે ? ' ડોશીને હવે લાગ્યુ, કકળી ઊઠી ને બોલી, ' રહ્યા ! હુ તને ખીચડી રાંધી આપુ છુ ત્યારે તુ મારી ભેંસ મરી જવાનુ બોલી રહ્યો છે ! આવા અપમંગળ શબ્દો શા માટે લવે છે ! ' ઘડીકવાર તો તે આથી ચુપ થઇ ગયો પણ અપલક્ષણ જાય ? ' પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ? ' પાછો એ મૂર્ખ ચઢ્યો લવારે. એક સૂનેલા છોકરા પર નજર જતા તેણે પૂછ્યુ ' ડોશીમા ! આ કોનો દીકરો છે ? '

ડોશી બોલી, ' ભાઇ ! એ મારા દીકરાનો દીકરો છે '

ભીખારી –' ત્યારે તમારો દીકરો ક્યા છે ? '

ડોશી –' એ તો દેશાવર ગયેલ છે '

ભીખારીએ પંચાત લગાવી –' તેનો કાગળ બાગળ આવે છે કે નહિ ? '

ડોશી –' ભાઈ ! આમ તો પન્નર પન્નર દિવસે પત્ર આવતો પણ હાલ બે ત્રણ માસથી પત્ર નથી, સમાચાર કે સંદેશ કાઇ નથી '

પેલો ગાંડીઓ ભીખારી તરત ભસી ઊઠ્યો –' ત્યારે એ ત્યા મરી ગયો હશે તો શી ખબર ! '

ડોશી ખીજાઇ ગઈ અને તરત જ પેલી ખીચડી જે હાલતમા હતી તે હાલતમા ( પાણીમા પલળેલી, જરાકવાર ચુલે રહેલી ) તેના કપડામા પાછી આપી ભાઇ સાહેબ વીલે મોએ લુગડામાં ખીચડી લઇ ચાલ્યા તેમાથી પાણી ટપકી રહ્યુ છે તે જોઈ લોકો પૂછે છે, ' આ શુ ટપકે છે ? ' તેણે હતુ તેવુ કહ્યુ ' જીભલડીનો રસ ટપકે છે ! '

હિંસાદિનો ત્યાગ એજ ઈષ્ટસિદ્ધિનો રાજમાર્ગ

જીભ સખણી ન રહી, જીભથી તે ભીખારી જેમતેમ બોલ્યો

તેથી તેના મનમા કશોય ખોટો વિચાર નહોતો પણ તે ખીચડી ખાવા, પ્રયત્ન કરવા છતા ખાઈ શકયો નહિ જિહ્વાના દોષથી ભીખારીને આ ભવમા, અરે તરત જ આવુ નુકશાન થયુ ઈરાદો અશુભ ન હોવા છતા વાણી બોલતા ન આવડી તો ભૂખે રહેવુ પડયુ કહ્યુ છે કે,

સુવાકયથી સ્નેહ સદૈવ વાધે, કુવાકયથી કલેશ હમેશ લાધે

મુદ્દો એ છે કે-મનમા કઇ પણ વિચાર ન હોવા છતા તેવી વાણીના વ્યસનથી કોઇ વિઘ્નો ઊભા થાય છે પાપથી ડરો કેમકે સ તાપની જડ પાપ છે ત્રિકરણ યોગે મનથી, વચનથી તથા તન (કાયા)થી જરાપણ પાપ ન થાય તે માટે અત્યત કાળજી રાખો, સાવધ રહો. એવી કાળજી કોણ રાખી શકે? પાપભીરૂ અર્થાત્ ભવભીરૂ હોય તે ભવભીરૂપણુ એ મહાન્ ગુણ છે પાપથી દૂર રહેવા પ્રયત્ન કરનારને, તેવા અભ્યાસમા આગળ વધનારને ઇષ્ટ સિદ્ધિઓ હથેળીમા જ રહેલી હોય છે પાપથી મુક્ત થવાનો અભ્યાસી જ પ્રાન્તે કર્મમુક્ત થઇ મુક્તિ પામે છે પાપ અટકે શી રીતે? ઇષ્ટ સિદ્ધિ મળે શી રીતે? એનો પ્રચલિત રાજમાર્ગ કયો? જ્ઞાની ભગવ તોએ બતાવ્યો, મહાનુભાવો! હિંસાનો ત્યાગ, ચોરીનો ત્યાગ, અબ્રહ્મનો ત્યાગ, પરિગ્રહ(મમતા)નો ત્યાગ તથા રાત્રિભોજનનો ત્યાગ આદિ પાપમય વસ્તુઓનો ત્યાગ, જીવનમાથી તેવી વસ્તુઓને તિલાજલી દેવી એજ **ઇષ્ટ સિદ્ધિનો રાજમાર્ગ છે.**

